# સદ હીકાયત.

યા અને

## સો વાતો.

લખનાર

મોઅમિન વલીમોહમ્મદ ઉરફે લલ્લુભાઇ
છગનભાઇ અમદાવાદી.

હ૦ મોહમ્મદ સ૦ ના ટુંક જીવનવૃતાંત ઇત્યાદીના કર્તા.

છપાવી પ્રગટ કરનાર

હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ
અધીપતી રાહેનજાત અને નુરેઈમાન, તફસીર વી૦ ના કર્તા.

કીંમત ત્રણ આના પોસ્ટેજ અરધો આનો
આફ્રીકાનો એક આનો.

તા૦ ૧ લી માહે ઝીલકાદ, સન ૧૩૨૩ હી૦ પ્રત ૫૦૦

ઇસ્નાઅશરી પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# સદ હીકાયત.

યાને

## સો વાર્તા.

બિસમિલ્લા હિર રહેમાનિર રહીમ.

અલ્લાહુમા સલ્લેઅલા મોહમ્મદ વઆલે મોહમ્મદ.

નસીહત અને શીખામણ લેવા અને આગલા અક્લમંદ તેમજ પરહેઝગારો વી૦ નો દાખલો લઇ હુશીયાર અને પરહેઝગાર થવા આ એકસો હીકાયતો **મી૦ વલ્લીમોહમ્મદ ઉરફે લલ્લુભાઇ છગન-ભાઇએ** લખીને અમોને છાપવાનો હક આપ્યો, તેથી અમોએ એ હીકાયતો છપાવીને પ્રગટ કરી છે.

આ હીકાયતો કોઇની ફઝીલત કે તારીફ માટે લખી નથી ફકત નસીહત લેવા લખી છે, હીકાયતમાં કોઇની તારીફ હોય અને તે આ-હલેબયત અ૦ નો મોહીબ ન હોય તો તેની તારીફ જેવી બાબતોને નકામી સમજવી કેમકે જુવો તો કયામત સુધી કોઇ જીવે અને હમેશા રોઝા રાખે રાતના ઇબાદત કરે અને છેવટે રાહેખુદામાં લડીને

મારયા જાય અને પોતાના લોહીમાં તડપીને દમ તોડે પણ તેના દીલમાં અહલેબયત અ૦ ની મોહબ્બત નહીં હોય તો એ તમામ બરબાદ થઇ જહન્નમમાં જશે.

છેવટે અરજ કરું છું કે કોઇ જગ્યોએ ભુલ જોવામાં આવે તો સુધારીને સવાબ હાસીલ કરશો.

લ૦ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ.
અધીપતી રાહેનજાત અને નુરેઇમાન.





# હીકાયત ૧ લી.



લખે છે કે અરબસ્થાનના સાદાતોમાંના એકની પાસે ઘણી દોલત હતી અને મોહટો અમીર હતો તેને તે શેહરના હાકીમે (ગવ-રનરે) પકડી મંગાવ્યો અને કોઇ પણ પ્રકારના ગુનાહ કે વાંક વિના દરરોજ સો લાકડીયો મારવાનો હુકમ આપ્યો, સાદાતોના વિરસામાં સબ્ર તો ઉતરીજ આવેલો છે તે સાદાત કાંઇ પણ બદદોઆ વીના હાકીમની શીક્ષા ભોગવી લેતા. દુન્યાના દીવસો હરતાં ફરતાં છે, સર્વદા કોઇ એક સ્થીતી ઉપર રહેવા પામતું નથી. ચઢતી પડતી થતીજ આવી છે તે નિયમાનુસાર બાદશાહે તે હાકીમને પદભ્રષ્ટ કર્યો અને તેની નોકરી અને પદવી છીનવી લઇ આ અમીર સાદાતને આપી સાદાતના હાથમાં હકુમત આવી કે તરતજ તેઓએ પેલા પદભ્રષ્ટ થએલા હાકીમને હાજર કરવાનો હુકમ આપ્યો, લોકો અને હજુરી-યો સમજ્યા કે હવે તેનો જીવ લીધા વિના રહેશે નહીં; પણ અહા! તેઓ સાદાત હતા; તેઓના વિરસામાં બુરાઇને બદલે ભલાઇ કરવાનું કુરગમાં કેર જુલમ કરનારા પાપીયાઓ ઉપર રહીમ અને દયા કરવી અને વખત આવે બદલો ન લેવો તે મહત્વતા ભર્યો ગુણ તેમની સોરગમાં ફરી રહયો હતો, જ્યારે પ્રથમના હાકીમને તેમની સામે હાજર કરવામાં આવ્યો ત્યારે તેમણે તેને સો લાકડીયો દરરોજ માર-વાને બદલે સો દીનાર દરરોજ આપવાનો હુકમ કીધો. આવી રીતે લાંબા સમય સુધી ચાલ્યું, અને પેલો પ્રથમનો હાકિમ આવા અનુપમ એહસાન—આભારના બોજથી એવો શરમાઇ ગયો કે તેણે લાચાર થઇને અમીરે સાદાતને કહેવરાવ્યું કે તમે મને જીવથી મારી નાંખો,

અથવા મને દરરોજ સો દીનાર આપવા બંધ કરો હવે મ્હારાથી આ એહસાનનો બોજો ઉપડાતો નથી. સાદાતને આ સંદેશો મળવાથી તે પદભ્રષ્ટ હાકીમને પોતાની સામે બોલાવ્યો અને નોકરોને હુકમ આપ્યો કે ફલાણા કોથળા લાવો; અને તેની બારોબાર તેને સોનું તોળી આપો. કે તે જાણે કે મ્હારામાં અને તેનામાં કેટલો ફરક છે, આ કોથળાઓનું વઝન ઓછામાં ઓછું શરઇ પાંચમણ હતું.

**અગર જઝાએ બદીરા બદી કુનદ સહુલસ્ત**
**વગર નીકોઇ પેશ આવરી ઝહે એહસાન**
**જઝાએ સય્યેઅહ ચું સય્યેઅહ કુની જેહલસ્ત**
**વહલ જઝાઉલ એહસાને ઇલ્લલ એહસાન**

**સારંશ**—બદીનો બદલો બદી કરવી તે આસાનછે, પણ એહસાન તો એ વખતે છે કે જ્યારે બદીનો બદલો નેકી થકી કરે, બદીનો બદલો બદી થકી કરવો તે નાદાની છે, અને એહસાનનો બદલો નથી પણ એહસાન છે.



# હીકાયત ૨ જી.



લખે છે કે નીશાપુરનો યઅકુબ નામનો હાકીમ પોતાના દુશ્મનોની સામે લઢવા માટે ત્રણ હજાર માણસોની ફોજ લઇ બહાર નીકળ્યો, જ્યારે તેણે પોતાની ફોજ ઉપર નજર નાંખી ત્યારે કાંઈ વિચારમાં પડી ગયો અને ઘોડા ઉપરથી નીચે ઉતરી ભોંય ઉપર માથું મુકી ઘણુંજ રડવા લાગ્યો; આ જોઇને તેના વઝીરોમાંના એકે પુછ્યું

કે આવી રીતે આવા વખતે રડવાનું શું કારણ છે? હાકિમે કહયું આ વખતે મ્હારૂં લશ્કર જોઇ મને એવો વિચાર આવ્યો કે જો હું આવા લશ્કરની સાથે કરબલાના મેદાનમાં હોત તો મ્હારા આકા અને મવલા હઝરતે ઈમામે હુસયન અ૦ ને મદદ કરત અને મ્હારા લશ્કરની શકિતને ઇબ્ને ઝીયાદ અને તેના લશ્કરને પાયમાલ કરવામાં વાપરત. તેજ રાતરે હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ સ્વપ્ના-માં આવી તેને બશારત આપી કે કરબલાના શહીદો પ્રત્યે તેં આવી નેક નીય્યતી અને ખરૂં યકીન રાખ્યું તેના પ્રતાપે તું ફતેહ પામીશ. અને ખરેખર તે પોતાના દુશ્મનોની મહાભારત અને અસંખ્ય ફોજ ઉપર ફતેહ પામ્યો,

ખ્વાહીકે શવી ઝેઉમરો દીં બરખુરદાર*
દર નુસરતે દીં અઝીમતે નીકો દાર*

સારંશ—જો તું ઉમર—આયુષ અને દીન—ધર્મથી લાભ અને ફાયદો પામવા ચાહતો હો તો, દીનની મદદ કરવામાં નેક નીય્યતી રાખ.



## હીકાયત ૩ જી.



રૂમના એક બાદશાહનો દીકરો ખુદાની હીદાયતથી મુસલમાન થઇ ગયો જેથી તેના બાપ બાદશાહે તેને મારી નાંખવાનો નિશ્ચય કીધો. આ સમાચાર તેના બેટાને પહોંચવાથી તે પોતાના બાપનું રાજ્ય પાટ છોડી 'દારૂસ્સલામ'માં નાશી આવ્યો. અને ત્યાં સાઠ વર્ષ સુધી ખુદાની ઇબાદતમાં મશગુલ રહયો. પછી એક વખત તે બીમાર પડયો,

તો ઇબરાહીમ શહબાની નામનો એક માણુસ કહે છે કે હું તેને જોવા માટે ગયો. તે વખતે ભોંય ઉપર પડયો પડયો લોટતો હતો જેથી મને ઘણી દયા આવી. મેં પુછયું કે કાંઇ ખાવાનું ગન થાય છે? તેણે કહ્યું કે એક મીઠું અને શીરીન અનાર ખાવા ચાહું છું. આ સાંભળી પડોશમાંથી લાકડાં કાપવાનું એક ઓજાર લઇ જંગલ-માં ગયો અને એક લાકડાની ભારી જેટલાં કાપી તેને વેચી તેના પૈસાનું એક અનાર ખરીદી તેની પાસે લઇ ગયો. તેણે પુછયું કયાંથી લાવ્યાં? મેં સર્વે હકીકત કહી સંભળાવી; તેણે કહ્યું તમે જેને ત્યાંથી લાકડાં કાપવાનું ઓજાર લીધું તે માણસ નેક ચાલનો છે કે બદ ચાલનો છે તે લગાર ખબર કાઢી આવો તો સારૂં, મેં તપાસ કીધી તો તે બદ ચાલનો હતો. તરતજ તેણે તે અનાર ફેંકી દીધું અને ખાધું નહીં, મેં તેને ઘણોએ સમજાવ્યો પણ તે એકનો બે ન થયો અને અનાર ખાવાની ઇચ્છા એમને એમ રહી અને આ ફાની દુન્યા-થી કુચ કરી ગયો.

આનું નામ તો "નફસકુશી" !!!

# હીકાયત ૪ થી.



એક માણસ હલાલ રોઝી શોધવા માટે નીકળ્યો, કોઇએ કહયું કે હસન બસરી પાસે જા ત્યાં મળશે ત્યાં ગયા તો તેમણે કહયું કે લોકો મને ફકીર જાણી મ્હારી પાસે કાંઇ મોકલે છે. ત્રણ દીવસની ભુખ પછી હરામ પણ હલાલ થઇ જાય છે તેથી જીવ બચે એટલું

ખાઇ લઉ છું પરંતુ તું ફલાણે ગામ ફલાણો ખેડુત રહે છે તેની પાસે
જા પેલો માણસ તે ખેડુત પાસે ગયો. તેણે કહયું કે થોડા દીવસ
આગાઉ આવ્યા હોત તો મળત, હમણાં તો મ્હારી પાસે રહેલ નથી.
કેમકે એક દીવસ મ્હારા આ બળદ લડતાં લડતાં પાસેના ખેતરમાં
ચાલ્યા ગયા અને તે ખેતરની માટી મ્હારા બળદોના પગમાં લાગેલી
હોવાથી તે મ્હારા ખેતરની માટી ભેગી ગળી ગઇ, માટે તે ખેતરનું
અનાજ હલાલ અનાજમાંથી રહયું નહીં. માટે લાચાર છું.

હલાલ રોઝી લેવા માટે કેટલે સુધીનો ખ્યાલ રાખવો જોઇએ
અને રખેને હરામ થઇ જાય એ માટે કેટલી કાળજી રાખવી જોઇએ
એ આ હીકાયતમાંથી સાર લેવાનો છે.



# હીકાયત ૫ મી.

એક દીવસ કોહમન બિનહુસીન પોતાના મીત્ર મંડળમાં બેઠા
હતા એટલામાં તેઓનો હલાલ રીતયે કમાએલો 'દીનાર' પડી ગયો,
તેઓંએ તેની ઘણી શોધ કીધી પણ તે જડયો નહીં. પછી તેમના
એક મિત્રને જડવાથી તે તેમને આપવા મંડયો. આપણે લીધો નહીં.
અને કહ્યું કે આ દીનાર મારો નથી. મિત્રોએ ઘણાએ સમજાવ્યા કે
આં તમારોજ દીનાર છે પણ તેમણે ન લીધો, અને જવાબ આપ્યો
કે બીજા કોઇ માણસનો પડી ગયો હોય તેમાં શું કાંઇ નવાઇ છે ?
આના ઉપર કાંઇ મ્હારા નામની છાપ થોડીજ મારીછે કે તેને હું લઈ
લઉં હું કદી શુબા અને શકવાળી ચીજ લેવી મંજુર કરીશ નહીં.

# હીકાયત ૬ ઠ્ઠી.



કોઇએ એક શખસને પુછ્યું કે તમારા ઉપર ખુદાની જે જે મહેરબાનીયો અને ઈનાયતો થઇ છે તેનું વર્ણન તો કરો, તેણે કહ્યું કે ખુદાએ તઆલાની અનહદ અને અગણીત કૃપાઓ હું કેવી રીતે ગણી શકું? પણ તેની મેહરબાનીયોમાંથી એક એ છે કે એક વખત પાછલી રાતે 'તહજ્જુદ'ની નમાઝ પઢવાની ઇચ્છા થઈ પરંતુ નફસે તે વખતે સુસ્તી કીધી, થોડીવાર પછી તરશ લાગી તેથી પથારીમાંથી ઉઠી સારી પેઠે પાણી પીધું, અને તરતજ મ્હારા મનમાં વિચાર આવ્યો કે અલ્લાહના કામમા આટલી સુસ્તી અને પોતાના કામમાં આટલી ચુસ્તી અને ચાલાકી તરતજ મેં તે ઉપરથી એક વર્ષ સુધી પાણી પીઈ નફ્સને તૃપ્ત નહીં કરવાના સોગન ખાધા. અલ્લાહની મેહરબાની અને તેની કૃપાથી એ રીતે હું એક વર્ષ સુધી નફ્સ ઉપર કાબુ રાખી શકયો અને તેને પાણી પીવરાવ્યું નહીં. આ અલ્લાહની ઓછી મેહરબાની છે? કાંઇ શેરના મુકાબલામાં બકરી જીત પામી શકે છે? જ્યારે જ્યારે મને અનહદ તરશ લાગતી અને જીવ જવા જેવી હાલત થતી ત્યારે એક ચાંગળુ પાણી લઇ તેમાં ધુળ મેળવી ગળી જતો અને હરવખત નફ્સને કહેતો હતો કે હવે પછી ખુદાની ઇબાદતમાં સુસ્તી કરતો નહીં. અને નહીં તો યાદ રાખજે કે આખી ઉમર ખાવા અને પીવા વગરનો રાખીશ.





# હીકાયત ૭ મી.



એક પરહેઝગાર માણસ ગરમીની મોસમમા એકલો મુસાફરીએ નીકળ્યો, બનવાકાળ રસ્તો ભુલી જંગલની વાટે ચઢી ગયો. સમીસાંજ થઈ ગઇ તેથી જંગલમાંજ પડયો રહયો, તે દીવસે રોઝો પણ રાખ્યો હતો, તેણે બે રકઅત નમાઝ પઢવી શરૂ કીધી. પહેલી રકઅતમાં સુરએ બકર અને સુરએ આલે ઈમરાન પડવો શરૂ કર્યો હતો. આથી નફસને ઘણું માઠું લાગ્યું અને નફસ કહેવા લાગ્યો કે ગરમીની મોસમની સખ્તીમાં મુસાફરી કરવી, રોઝો રાખી ભુખ તરશથી મરવું અને મગરીબ થઇ ગઇ તોપણ રોઝો ઇફતાર ન કરવો એવું શામાટે? તે માણસે નફસને કહયું મેહનતથી કંટાળી ન જા, લગાર સબર કર, જેનો રોઝો રાખ્યો છે અને જેની ઇબાદત કરીયે છીએ તે રોઝો પણ ઇફતાર કરાવશે. આટલું કહેવું હતુ કે એક માણસ થાળમાં ખાણું લઈ હાજર થયો. તે માણસે પુછ્યું કે આ શું છે? તેણે કહયું ખાણું છે. મને સ્વપ્નામાં એવો હુકમ થયો કે જલદીથી ઉઠ અને ફલાણી જગ્યાએ ત્હારી પાસે જે કાંઇ હાજર હોય તે લઇને જા કે ત્યાં મ્હારો એક બંદો હાજર છે જેણે અત્યાર લગી રોઝો ઇફતાર કીધો નથી. તેથી જે કાંઇ હાજર હતું તે લઇને આવ્યો છું તેણે પુછ્યું ત્હારૂં ઘર કેટલે દુર છે તેણે કહયું આશરે સાત આઠ ગાઉ હશે. જેણે અલ્લાહ ઉપર ભરોંસો કરે તેની અલ્લાહ સર્વે આશા પુરીજ કરેછે.



# હીકાયત ૮ મી.



માલીક બિન દીનાર મેવા ગોસ્ત અને મેવાઓ વીગેરે તરકારી ખાતા નહતા માત્ર રાતરે બે ચાર રોટલીઓ લુખી ખાતા હતા, બનવાકાળ તેઓ માંદા થયા. પછી ફઝલે ઈલાહીથી તંદુરસ્ત થયા. તેઓના નફસે ગોસ્ત ખાવાની ઇચ્છા કીધી અને તેઓને ઘણા સતાવ્યા. આખરે લાચાર થઇ થોડો ગોસ્ત લાવી પહાડ ઉપર ગયા અને ગોસ્તની ખુશબો વડે નફસને સમજાવવા લાગ્યા અને કહેવા લાગ્યા કે હો નફસ ! જાહેર રીતે જોતાં તો હું તને દુઃખ દઉં છું પણ ખરૂં જોતાં ખરેખર હું તને સુખ દઉં છું કે દુન્યાની મોજમજાઓથી રોકી આખેરતની મોજમજાઓનો હકદાર કરૂં છું. જો આ ફાની દુન્યાની લજ્જતોથી દુર રહીશ તો આખેરતની લજ્જતો અને નજાત પામીશ. કયામતમાં ઝલીલ ન થતાં અલ્લાહની નજીકીમાં રહેવાનું અલૌકિક સુખ પામીશ. અને તેઓ ઝાર ઝાર રડીને આ મતલબના અશઆર પડતા હતા—“હું દુન્યાની લજ્જતોથી એટલો દુર રહયો કે આખર મ્હારો નફસ લાચાર થઇ મ્હારો દોસ્ત બની ગયો. પછી તો તેને હું જેકાંઇ કહેતો તેજ કરતો, મનમાં સમુદ્ર સમાન ઘણી ઈચ્છાઓના મોજા આવતા પણ અલ્લાહની મહેરબાનીથી હું કોઇ નફસાની ખ્વાહીશ (ઇચ્છા)ને વશ થયો નહીં.’



# હીકાયત ૯ મી.

—*—

હબીબ અજમીના નફસે સાત વર્ષ લગી ગોસ્ત ખાવાની ઈચ્છા કીધી પણ તેઓએ ખાધો નહીં, આખરે લાચાર થઈ અરધો 'દીરમ' લઇ બજારમાં ગયા તેમાંથી અરધાની રોટલી લીધી અને અરધાના કબાબ લીધા, તે લઇને રસ્તામાં ચાલ્યા જતા હતા, એવામાં તેઓને એક ગરીબ માણુસનો ગરીબ જેવો છોકરો મળ્યો, આમણે પુછ્યું તું કોણ છે? તેણે કહ્યું હું ગરીબ માણસ છું. મ્હારો બાપ ફલાણો ફલાણો મર્ણ પામ્યો છે. બનવાકાળ તે છોકરાનો બાપ તેમનો દોસ્ત હતો તેમને તેની ગરીબી ઉપર દયા આવી અને તરતજ રોટલી અને કબાબ તેને આપી દઇ પોતાને ઘેર ગોસ્ત ખાવાની ઇચ્છામાંજ ચાલ્યા ગયા.

# હીકાયત ૧૦ મી.

માલિક બિન દીનારે એક રાતરે સ્વપ્નામાં જોયું કે તેઓને એક માણુસ કહે છે કે ફલાણી જગ્યાએ એક વલી ત્હારી મુલાકાત કરવા ચાહે છે. આ પ્રમાણે તેઓએ ઉપરા ઉપરી બે ચાર રાત સુધી સ્વપ્નાંઓ જોયાં તેથી તેઓ તે જગ્યાએ ગયા. તો જોયું કે એક મસજીદમાં એક શખસ અઝાન દે છે, આમણે જતાંજ સલામ કીધી તેમણે કહ્યું વઅલયકસ્સલામ ! આ સાંભળીને માલીક

બિન દીનાર અચંબામાં પડી ગયા અને પુછયું કે આપને મ્હારૂં નામ કોણે બતાવ્યું ? તેઓએ કહ્યું તને જેણે અહીં મોકલ્યો છે તેણેજ મને ત્હારૂં નામ બતાવ્યું છે, નમાઝ પઢી રહ્યા પછી તેઓ તેઓને ઘેર લઇ ગયા અને તેઓની આગળ જવની લુખી રોટલી મુકી, માલિકે કહયું જો લાગાર નમક હોત તો રોટલી ઠીક ખવાત. મેઝબાને તરત પોતાની લૌંડીને ઇશારો કર્યો તેથી તેણી એક લોટો ગીરવી મુકીને થોડુંક નમક લાવી, માલિકબિન દીનાર નમકની સાથે રોટી ખાઇ મનમાં કાંઇગર્વ કરવા લાગ્યા કે 'અલ્હંમ્દો લિલ્લાહ' મ્હારામાં એટલો સંતોષ છે કે રોટલીની સાથે નમકને તરકારી સમાન ખાઇ શકું છું. તેઓનો આવો વિચાર જાણી લૌંડીએ કહયું સુબ્હાનલ્લાહ જો ખરેખર તમે સંતોષી હોત તો પછી અમારે લોટો શામાટે ગીરવી મુકવો પડત. અમો આજ સત્તર (૧૭) વર્ષ થયાં જાણતા.નથી કે નમક કેવું છે, આ સાંભળી માલિક બીન દીનાર ચીખ મારી ઉભા થયા અને ત્યાંથી જંગલમાં ચાલ્યા ગયા.

―――*―――

## હીકાયત ૧૧ મી.

એક શખસ કહે છે કે એક વખત હું તહજજુદની નમાઝ પઢી સુઇ રહયો તો સ્વપ્નામાં જોયું કે એક નુરની હુર ઘણીજ ખુબસુરત બેહિસ્તી પોશાક પહેરીને આવેલી છે. અને તેના ચેહેરાની ચમક એવી હતી કે આસપાસની દીવાલો સુર્ય સમાન ચમકતી હતી. આ હુરે મને ઠોકર મારીને જાગૃત કીધો, હું તરતજ ઉભો થયો

અને એવા ઇબાદતના વખને સુઇ રહ્યો હતો તેની તૌબા કીધી, તે નુરથી ભરપુર હુર બોલી કે હે ! ખુદાના બંદા તને એની બેકરારીની કાંઇ ખબર છે કે જે ત્હારી વાટ જોઇ રહેલ છે ? મેં કહ્યું ના; તેણીએ કહ્યું તું એક વખત કડકડતી ટાઢમાં ઉઠીને નમાઝ પડતો હતો અને ખુદના ખૈફથી થરથર ધ્રુજતો હતો અને ચોધાર આંસુએ રડતો હતો તે વખતે ખુદાએ મને હુકમ આપ્યો કે તું ફિરદૌસમાંથી જા અને તેના આંસુઓને ત્હારા ચ્હેરા ઉપર લગાડ, તરતજ હું આવી અને ત્હારા આંસુઓને મેં મ્હારા ચ્હેરા ઉપર ગસળ્યા, કે તરતજ તું જુવે છે તેવો મ્હારો ચ્હેરો પ્રકાશિત થઇ ગયો.

વાંચકો ! તહજ્જુદની નમાઝની અને ખુદાની ઇબાદતની અને તેના ખૈફની બરકત અનુપમ છે. ખરેખર ખુદાના ખૈફથી જે આંસુઓ નીકળે છે તે બન્ને જહાનને પ્રકાશિત બનાવી દીયે છે, કેવા દુરભાગી અને આંખો ફુટયા એ લોકો છે કે જેઓ તહજ્જુદ તો શું પણ પાંચ વખતની ફરઝ નમાઝ પણ પડતા નથી.



#  હીકાયત ૧૨ મી, 



જ્યારે એક શખસનું મન આ ફાની દુન્યા ઉપરથી ઉપડી ગયું અને તેઓના મનમાં ખુદાની મોહબ્બત અને તેઓનો ખૌફ એવો ભરાયો કે તેઓ 'બયતુલ્લાહ' પગે ચાલીને જવું બેઅદબી ભર્યું ગણી માથાથી ચાલીને 'બયતુલ્લાહ જવા નીકળ્યા. અને એવી રીતે

એક એક કદમને આંતરે એક એક સીજદો કરતાં કરતાં આગળ વધતા હતા આખરે તેઓ સાત વર્ષે 'બયતુલ્લાહ' પહોંચ્યા, અને ત્યાં બાર વરસ સુધી રહ્યા અને તે દરમીયાનમાં ઇશાની નમાઝના વઝુથી સુબોહની નમાઝ પઢતા હતા. બાર વરસ પછી ત્યાં રેહલત કરી ગયા.



# ❋ હીકાયત ૧૩ મી. ❋

એક સ્ત્રી દરરોજ પોતાના નફસને કહેતી કે આજની રાત છેલ્લી છે જેટલી થાય તેટલી ખુદાની બંદગી કરી લે કાલે તો કુચ કરવાની છે, તે વખતે હસરત (પશ્ચાતાપ) વિના બીજું કાંઇ સાથે આવશે નહી" આવી રીતે તેણી પોતાના નફસને સમજાવીને આખી રાત ઇબાદતમાં રહેતી અને આખો દીવસ પણ ઇબાદતમાંજ ગાળતી. જ્યારે તેણીને ઉંઘ આવતી ત્યારે સુતી નહીં પણ આમતેમ હરીફરી પોતાના નફસને કષ્ટ પહોંચાડી ઉંઘ ઉડાવી દેતી અને કહેતી કે થોડી વાર સુવું અને વળી પાછું ઉઠવું શા કામનું છે ? મર્ણ પછી કયામતના દીવસ સુધી સુઇ રહેવું કયાં ઓછું છે ? આવી રીતે તે બાઇએ પચાસ વર્ષ ખુદાની ઇબાદતમા ગાળ્યાં, આ બાઈ કદી તકીયો મુકી બેઠી નથી અને એજ હાલતમાં મર્ણ પામી.

ખરેખર ! આવી આબેદા પુરૂષો કરતાં કોઈ પણ પ્રકારે ઓછી ગણાય નહી બલકે પુરૂષો કરતાં કેટલા દરજ્જા વધી જાય, શું હાલનો ઝમાનો આવી ઔરતોના દાખલા દેખાડી શકશે ?



# હીકાયત ૧૪ મી.



લખે છે કે એક ઓરત હમેશાં રાતરે ચારસો રકઆત નમાઝ અદા કરતી અને સવારની નમાઝ પઢીને રાતનો ઉજાગરો ઓછો કરવા માટે 'જાનમાઝ' ઉપર થોડુંક સુતી. આંખ લાગતાંજ વળી પાછી ચમકી ઉઠતી અને નફ્સને લાઅનત મલામત કરી કહેતી કે હે! નફ્સ ક્યાં લગી ગફ્લતમાં રહીશ જાણતો નથી કે માથા ઉપર મૌત ઉભીછે?

જાગનાહો જાગલે અફ્લાકકે સાયે તલે*
હશ્ર તક સોતા રહેગા ખાકકે સાયે તલે*

તેણીના મૃત્યુ પછી એક સ્ત્રીએ તેને સ્વપ્નામાં બેહીશ્તી લુગડામાં જોઇ પુછ્યું કે જેથી અલ્લાહની નજીકી (કુર્બ) પ્રાપ્ત થાએ એવો કોઇ રસ્તો બતાવ? તેણીએ કહ્યું. અલ્લાહની નજીકી પ્રાપ્ત કરવા માટેનું ખુદાની યાદ અને ઝીકરે ઇલાહી કરતાં વધારે સારૂં બીજું કોઇ સાધન નથી.

ખરેખર જેવી રીતે અકસીર પારાને મારીને ચાંદી બનાવી દીયેછે, તેવી રીતે ખરા મનની ઇબાદત અને તેના ભય—ખૌફ ભરી બંદગી મનની મલિનતાનો નાશ કરી તેમાં નવો પ્રકાશ ઉત્પન્ન કરે છે, અને ખરેખર ઇબાદતથીજ મનને શાંતી મળે છે. ખુદા સુરએ રઅદમાં ફરમાવે છે કે "અલા બેઝિકરિલ્લાહે તતમ ઇન્નુલ કોલુંબો" (યાને) ખબરદાર થાઓ કે અલ્લાહની યાદ (સ્મરણ)થીજ મન શાંતી પામે છે.



# હીકાયત ૧૫ મી.



મનસુરબિન અમ્માર કહે છે કે એક વખત હું આમતેમ ગલીકુંચીયોમાં ફરતો હતો એટલામાં એક ઘરમાંથી ખુદાના દરબારમાં રડવા પીટવાનો અને કોઇ નીચે પ્રમાણે કહેતો હોય તેવો અવાજ આવ્યો, હે ! મ્હારા આકા ! હું ગુનાહોથી મને પોતાને ઘણો બચાવવા ચાહું છું પરંતુ નફસાની અને શૈતાની ખ્વાહીશ મને બચવા દેતી નથી અને મને ઉલટી દુન્યાની મોહજાળમાં ફસાવે છે અને અઝાબે દોઝખ અને આખરતે કયામતને ભુલાવી દે છે, જ્યારે મ્હારી આવી સ્થીતિ છે ત્યારે ત્હારા ફઝલ અને કરમ (કૃપા) વિના બીજો કોણ મ્હારો હીમાયતી અને મદદગાર થનાર છે? આ અવાજ સાંભળીને હું સુરએ તહરીમની આ આયત પડ્યો **"કુંઅનફોસકુમ વઅહલીકુમ નારન"** (યાને)—હે ઇમાનવાળાઓ દોઝખની અગ્નીથી પોતાને અને પોતાના ઘરવાળાઓને બચાવો. આ અવાજ સાંભળતાંજ તેણે બેકરાર અને આકુળ વ્યાકુળ થઇ એક મોહટી ચીસ પાડી વધારે જોર શોરથી રડવા લાગ્યો. હું મ્હારી મેળે મ્હારા કામે ચાલ્યો ગયો, બીજે દીવસે સવારમાં ત્યાંથી નીકળ્યો તો તે ઘરની આગળ ઘણાં માણસો એકઠાં થએલાં જોઇ પુછ્યું કે અહી શું છે? લોકોએ કહ્યું આજ રાતરે ફલાણો માણસ ખુદાના ખોફથી રડી રડીને મરણ પામ્યો છે.

ખરેખર—જેઓ ખુદાના ખોફમાં મરણ પામે છે તેઓ નજાત અને નિરંતરની જીંદગી પામે છે. તેઓનાં સર્વે દુઃખ નાશ પામે છે અને સર્વદા ખુદાની નજીકીમાં રહે છે, જેમકે ખુદાએ તઆલા કુરઆને

શરીફમાં ફરમાવે છે કે "અલા ઇન્ન અવલીયા અલ્લાહે લા ખૌફુને અલયેહિમ વલાહુમ યહેઝનુન" (ભાવાર્થ) ખબરદાર થાઓ ખરેખર ખુદાના ખાસ બંદાઓ ખૌફ અને ગમઅંદોહ (દુઃખ) થી નિર્ભય છે.

# હીકાયત ૧૬ મી.

એક વખત એક શખસને કોઇએ પુછ્યું કે' આપ હમેશાં કેમ ગમગીન રહો છો અને રાત દીવસ કેમ રડયા કરો છો? જવાબ આપ્યો ખૌફે ખુદાથી હરવખત ડરતો અને ધ્રુજતો રહું છું. મને હરવખત એવી બ્હીક રહે છે કે શૈતાન અને નફસના ફરેબમાં આવીને કાંઇ અઝાબનો હકદાર ન થઇ જાઉં. કેમકે અલ્લાહની જાત ગની—બેપરવાં છે તેને કોઇની પરવા નથી, ત્યારબાદ તે બીમાર થયો એક સરદાર તેને જોવા માટે ગયો તો જોયું કે આખું ઘર ભેજ અને પાણીવાળું છે, તેણે લૌંડીને પુછ્યું કે આ પાણી કયાંથી આવ્યું ? શું કોઇ પાણીનું વાસણ તો ફુટ્યું નથીને ? લૌંડીએ કહયું નહીં, મે એક વખત આગ સળગાવી તે જોઇને આ એટલું રડયો કે આખું ઘર આંસુઓથી ભરાઇ ગયું, એટલે આગને જોઇને દોઝખની આગ યાદ આવી ગઇ.

# હીકાયત ૧૭ મી.

એક શખસના મનમાં ખુદાના ખૌફનો શીકો બેશી ગયો અને

તેને મૌતની ઘડી યાદ આવી તેથી તેણે પોતાના છોકરાને કહયું કે મ્હારી સાઠ વર્ષની ઉમર થઇ જેના એકત્રીસહજાર છસો (૩૧૫૦૦) દીવસ થયા. જો દરરોજનો ઓછામાં ઓછો એક ગુનાહ પણ ગણું તો મ્હારા એટલા બધા ગુનાહ થયા. હવે કયામતના દીવસે મ્હારો છુટકારો કેવી રીતે થશે? આ વિચાર આવતાંજ તેનું મન ખૌફે ઇલાહીથી એવું ભરપુર થઇ ગયું કે જોર જોરથી ગીરયઓ ઝારી કરવા લાગ્યો અને બેહોશ થઈ ભોંય ઉપર પડી ગયો અને તેજ સ્થીતીમાં તેની રૂહ ચાલી ગઇ.

ખુદા કુરઆને શરીફમાં ફરમાવે છે કે—"જે કોઇ કયામતના દીવસે ખુદાની આગળ આવવાથી ડર્યો અને સર્વે ગુનાહોથી પાક થયો તેના માટે બે જન્નતો છે." અને બીજી જગ્યોએ ફરમાવે છે કે "વ અમ્મા મનૈ ખાફ મકામ રબ્બેહિ વ નહન્નફ્સ અનિલ હવા, ફઇન્નલે જન્નત હેયલ માવા" (ભાવાર્થ) અને જે કોઇ પોતાના પરવરદીગાર સન્મુખ ઉભો રહેવાથી બીહન્યો અને જેણે નફસને બુરી ખ્વાહીશો (ઇચ્છા)થી રોકયો તો તેના માટે બેહિસ્તજ ઠેકાણું છે"



# ❋ હીકાયત [illegible] મી. ❋



કહે છે કે એક શખસે ચાલીસ વર્ષ સુધી આકાશ ગમ જોયું નહીં, તેમજ તેને કોઇએ હસતા જોયો નહીં. અને ખુદાની મોહબ્બતના જોશમાં આવતો ત્યારે રડતો. અને જયારે વાદળાં ચઢી આવતાં અને ગર્જના થતી અને વીજળીઓના કડાકા થતા ત્યારે તેનું મન ભરાઇ આવતું અને તેનું આખું શરીર ધ્રુજતું અને ખુદાના

ખોફથી આકુળ વ્યાકુળ થઇ જતો અને કહેતો કે દુન્યામાં આસમા-
નથી જે કાંઇ આફત અને બલા આવે છે અને લોકોનો નાશ કરે છે
તે સર્વે આપતો મ્હારાજ અઅમાલ (કૃત્યો)ના કારણથી આવે છે. જો
હું મરી ગયો હોત તો સારૂં થાત કે બીચારાં સર્વે લોકો આ આફતો
અને બલાઓથી બચી જાત. કોઇ બુઝુર્ગનો કૌલ લખે છે કે—

**ચે બુદે કે દોઝખ ઝેમન પુરશુદે=મગર દીગરાંરા હેહાઇબુદે❋**

સારાંશ—આખી દોઝખ જો મ્હારાથી ભરાઇ જાત તો કેવું
સારૂં થાત! કે તેથી બીજાઓ તો મુકિત પામત. અહા! આ તેના
વિચારો અને કહેણીયો માણુસ જાત માટે કેટલી બધી હમદરદી અને
દીલસોઝીનો સબક-પાઠ શીખવે છે?! વળી તે કહેતો કે "હે! નફસ
મૌત આવનાર છે! ત્હારૂં ઘર ત્હારી કબર છે. ત્હારૂં ઠેકાણું દોઝખ
છે અને ત્હારા નીગેહબાન (ચોકીદાર) મુનકર નકીર છે, અને અલ્લાહ
તઆલા કાઝી (ન્યાયાધિશ) છે અને કયદખાનું દોઝખ છે અને તેનો
દારોગો માલિક છે. તે કાઝી જાબિર એટલે જુલમ કરનારો નથી.
દારોગો લાંચ ખાનારો નથી અને કયદખાનું ટુટે તેવું નથી તો પછી
હે! નફસ ત્હારો છુટકારો કેવી રીતે થશે? આ પ્રમાણે પોતાના
નફસને ઠપકો આપતો હતો અને ઝાર ઝાર રડતો હતો.

## ❋ હીકાયત ૧૯ મી. ❋



(આ હીકાયતથી માણુસ જાત પ્રત્યે ઇસ્લામ કેટલી હમદરદી
રાખવાનું શીખવે છે તે સાફ જાહેર થાય છે) લખેછે કે એક શખસ

ખુદાના ખોફથી જાણે પોતાનો જવાન દીકરો મર્ણ પામ્યો હોય તેમ રોતો હતો, કોઇએ પુછ્યું આટલા બધા કેમ રડો છો? એંશી વર્ષ સુધી ઇબાદતમાં મશગુલ રહ્યા પછી ડરવાનું શું કારણ છે? તેણે જવાબ આપ્યો ભાઇ! ઇબાદત કરતાં તો સર્વે કોઇ જુવે છે પરંતુ ગુનાહને ખુદા શીવાય બીજું કોઇ જોઈ શકતું નથી. હું એટલા માટે રડું છું કે મ્હારી કોઇ ઇબાદત કબુલ થઇ છે કે નહીં તેની મને ખબર નથી. પછી પોતાના દીકરાને કેટલીક વસીયત કરી રહયો પછી કહ્યું કે મ્હારા મર્ણ પછી ખુદાની દરગાહમાં અરજ કરજે કે ઇલાહી! આ ત્હારો ગુલામ છે, તેની પાસે ગુનાહ શીવાય બીજું કાંઇ નેકીનું કામ નથી, જો તું તેને અઝાબ કરીશ તો તે તેની લાયક છે અને જો તું બક્ષો આપીશ તો તેના પણ લાયક છે.*

ત્યાર પછી જ્યારે મર્ણ પામ્યો ત્યારે તેનો દીકરો તેની બધી વસીયતો બજાવી લાવ્યો અને તેણે તેને દફન કરી દીધો બાદ સ્વપ્નામાં જોયો તો પુછ્યું કે શી હાલત થઇ? જવાબ આપ્યો કાંઇ પુછો નહીં. અહીંયાનો મુકામ ઘણોજ નાજુક છે, હીસાબના વખતે મને પુછ્યું કે હે ! બંદા ! તું શુ નેક કમાઇ લાવ્યો છે ? મેં કહ્યું સીત્તેર દલીલો લાવ્યો છું દહું એકે કબુલ કરવા જોગ નથી. આ સાંભળીને મ્હારા તો હોશજ ઉડી ગયા. પછી પુછ્યું કે બીજું શું

* સુરએ માએદામાં ખુદા ફરમાવે છે કે "ઇન્તો અઝિબ્હુમે ફઇન્નહુમે એબાદોક વ ઇન્તગફેર લહુમે ફઇન્નક અન્તલ અઝીઝુલ હકીમ" (ભાવાર્થ)—અગર તુ તેમને અઝાબ (શીક્ષા) કરે તો તેઓ ત્હારા બંદા છે અને જો તુ ક્ષમા કરે તો તુંજ મોહટો હીકમતવાળો છે.

લાવ્યો છે ? મેં કહ્યું કાફેરો સાથે પંદર લઢાઇયો લઢયો છું. જવાબ મળ્યો તે પણ કબુલ કરવા જોગ નથી. પુછયું કે તે વિના બીજું કાંઇ લાવ્યો છે? મેં અરજ કીધી સો હજાર દીરહમ ફિલ્લાહ (અલ્લાહની રાહમાં) આપ્યાં છે. જવાબ મળ્યો તે પણ કબુલ કરવા જોગ નથી. આથી તો હું ઘણોજ ગભરાઇ ગયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે **નજાત** પામવાનો કોઇ રસ્તો બાકી રહયો નહીં. હું એ પ્રમાણે નિરાશ થતો હતો એટલામાં અવાજ આવ્યો કે શું તને યાદ નથી કે રસ્તામાં ચાલનારા લોકોને અગવડ અને ઇજા ન પહોંચે એટલા માટે તેં એક વખત રસ્તામાંથી એક કાંટો ઉપાડીને બાજુએ નાંખી દીધો હતો ? જા તેજ કારણથી અમે તને બક્ષી આપ્યો.



# ❋ હીકાયત ૨૦ મી. ❋

વાંચકો, અખલાક વિશે હીકાયત લખતાં હઝરતે ઇમામે હુસયન અલયહિસ્સલામના ખુલ્ક (વિવેકની)ની હીકાયત લખ્યા વિના રહેવાયું નહીં. અહલેબૈતે અતહાર અલયહે મુસ્સલામની ઇબાદત રીયાઝત અને ફઝીલતનું વર્ણન કરવાની માણસ જાતમાં શકિત કયાંથી હોય? જો સર્વે સમુદ્રોની સ્યાહી અને સર્વે ઝાડોની કલમો બનાવે અને તમામ ઇન્સાન તેમજ જીન્નાત લખે તોપણ લખી શકાય નહીં. અને તે હદીસ છે મ્હારી તરફથી કાંઇ અતિ સ્યોકિક (મુંબાલેગો) નથી. જ્યારે તેઓની પયરવી કરનારાઓ મહા મોહટા આબીદ થઇ અને ઝાહીદ થઇ ગયા છે ત્યારે તેઓનું તો પુછવુંજ શું ?

એક વખત હઝરતે ઇમામે હુસયન અ૦ ચારસો અસ્હાબોની સાથે કોઇ જગ્યાએ તશરીફ લઇ જતા હતા. એક અરબે તેઓની ખુદાદાદ ખુબસુરતી અને શાનો શવકત જોઇને પુછયું કે આ કોણછે? કોઇએ કહ્યું કે તેઓ બન્ને જહાનના સરદાર અને ઇમામ હઝરતે હુસયન અ૦ છે. તે ઉપરથી પેલો અરબ તેઓના અખલાક જોવા માટે કેટલાક અયોગ્ય અને અસભ્ય શબ્દો બોલવા લાગ્યો, તેને એમ બોલતાં સાંભળી અસ્હાબોએ તેને અદબ શીખવાડવા ચાહ્યું એટલે સઝા કરવા ચાહયું. હઝરતે ઇમામે હુસયન અ૦ મુસ્કરાઇ તેમને રોકી લીધા અને પોતે તે અરબને પાસે બોલાવીને ફરમાવ્યું કે ઇન્સાનીયતને શામાટે હાથમાંથી જવા દે છે? જો તને ભુખ લાગી હોય તો પ્રકાર પ્રકારનું ખાણું હાજર છે જો તરશ લાગી હોય તો ઠંડુ પાણી હાજર છે. જો દેવાદાર (કરઝદાર) હોય તો દીરહમ અને દીનાર બેશુમાર છે, જો ત્હારો કોઇ દુશ્મન તને ઇજા પહોંચાડવા ચાહતો હોય તો તેનો રસ્તો કરવા તૈયાર છીયે, આમ શામાટે બોલે છે, હઝરતે ઇમામે હુસયન અ૦ ના આવા મ્હેરબાની ભર્યા શબ્દો સાંભળી પેલો અરબ લોટપોટ થઇ ગયો અને હઝરતના હાથ તથા કદમ ચુંમવા લાગ્યો અને કહેવા લાગ્યો કે યા હઝરત ! હું જેટલું આપ વિશે સાંભળતો હતો તે કરતાં પણ આપ ઘણેજ દરજે વધારે છો. પછી હઝરતે ઇમામે હુસયન અ૦ પોતાના સાથીયોને ફરમાવ્યું કે આમ કદી અધીરા થવું જોઇએ નહીં, જેવી રીતે દોરડું વહી જતી હોડી (કસ્તી)ને ખેંચી લાવે છે તેવી રીતે અમે આકુળવ્યાકુળ થએલા અને દુ:ખી માણસને સંભાળી લેનારા છીએ.

-ꩥ-

# હીકાયત ૨૧ મી.

કહે છે કે—અબ્દુલ્લાહ બિન ઔફ હમેશાં ચુપ અને ખામોશ રહેતા અને કદી મોહમાંથી નક્કામી વાત ઉચ્ચારતા નહીં, કદી ગુલામ અથવા લોંડી બાંદી વીગેરે ઉપર ક્રોધાયમાન થતાં તો માત્ર "બારક-લ્લાહો અલયક*" કહેતાં તેઓ પોતાના એક ઉંટને ઘણોચાહતા હતા અને તેને પોતાના હાથથી ચારો ખવરાવતા અને પાણી પીવરાવતા અને તે ઊંટ ઉપર બેશીને તેઓએ ઘણા હજ કીધા હતા અને ઘણીવાર તેજ ઊંટ ઉપર બેશીને કાફેરો સાથે લડયા હતા. બનવાકાળ એક વખત તેમનો ગુલામ તે ઉંટને પાણી પીવરાવવા લઇ ગયો, રસ્તામાં તે ગુલામે તે ઉટને એવી લાકડી મારી કે તે ઉંટ આંધળું થઇ ગયું. સર્વે ઘરવાળા એમ સમજ્યા કે આ ઉંટ તેઓને ઘણું વહાલું હતું તેથી ખચીત ગુલામ ઉપર ઘણા નાખુશ . થશે. પરંતુ જ્યારે અબ્દુલ્લાહ બિન ઔફે આ સમાચાર સાંભળ્યા ત્યારે ગુલામને બોલાવીને 'બારકલ્લાહો અલયક' કહી કહ્યું કે હે ! લોકો સાક્ષી રહેજો કે મેં આ ગુલામને મુકત (આઝાદ) કીધો. પછી તેઓ આખી ઉમર એટલા માટે રડતાં રહ્યાં કે હે ! લોકો ! સાક્ષી રહેજો ! મેં આ ગુ-લામને મુકત કીધો, એ શબ્દો શામાટે નક્કામા કહ્યા.

# હીકાયત ૨૨ મી.

**હઝરતે અમીરૂલ મોઅમેનીન અલી અલયહિસ્સલામ**

* ખુદા તને બરકત આપે,

એક કાફરની સાથે લઢી રહયા હતા એવામાં કાફર લઢવૈયાના હાથમાંથી તલવાર પડી ગઇ તેથી તે બોલી ઉઠયો કે યા અલી તમારી ઝુલફેકાર મને આપો તો બતાવી આપુ ? હઝરતે અલી અ૦ તરતજ ઝુલફેકાર તેના હાથમાં મુકી દીધી. આ જોઇને પેલો કાફર ઘણું આશ્ચર્ય પામ્યો અને બોલી ઉઠયો કે આવા લઢાઇના વખતે તમે તમારી તલવાર મ્હારા જેવા દુશ્મનના હાથમાં શામાટે આપી ? હઝરતે અલી અ૦ ઉત્તર આપ્યો કે દીન કહેતાં મઝહબે ઇસ્લામની બુન્યાદ (જડ) જવાંમરદી અને મનની ઉદારતા ઉપર રહેલી છે. જ્યારે તે કાફરે હઝરતે હયદરે કરરાર ગયરે ફરરાર વસીયે રસુલે મુખ્તારના આ શબ્દો સાંભળ્યા ત્યારે તરતજ કલેમો ભણી ઇમાન લાવ્યો.

**આંહાંકે પાએ દર રહે મરદી નિહાદ અંદ***
**જાં દાદહઅંદ વ તરકે ફોતુવ્વત નદાદ અંદ***

સારાંશ—જે લોકોએ ખરી મરદાઇના પંથમાં પગ મુકયો છે તેઓએ પોતાનો જીવ આપ્યો છે પરંતુ જવાંમરદી અને ઉદારતાને હાથમાંથી આપેલ નથી.

———*———

# હીકાયત ૨૭ મી.

એક વખત કેટલાક 'મશાયખ' એકઠાં થઇ કોઇ જગ્યાએ દાવત ખાવા જતા હતા, તેઓએ ઇબ્રાહીમ અદહમને પણ બોલાવી લીધાં. તેઓ પણ તેઓમાં શામીલ થયા, પરંતુ તેઓ બધાં એક માણુસની વાટ જોતા હતા, તેવામાં એક માણસ બોલી ઉઠયો કે ભાઇ એતો મોહટા જેન્ટલમેન્ટ છે, કોણ જાણે કયારેએ આવશે ? આ

ગીબતના શબ્દ સાંભળીતાંજ ઇબરાહીમ અદહમ ત્યાંથી ચાલ્યા ગયા, અને જ્યાં ગીબત (નીંદા) થઇ ત્યાં જવા માટે પોતાના નફસને ઘણો ઠપકો દેવા લાગ્યા. અને હવે પછી તેવી દાવતોમાં શામીલ નહીં થવાનો નિશ્ચય કીધો અને તે વખતની તૌબા (પશ્ચાતાપ) કીધી.

# હીકાયત ૨૪ મી.

એક વખત ઇબરાહીમ અદહમ જંગલમાં ફરતા હતા એટલામાં તેઓને એક સવાર મળ્યો તેણે પુછ્યું કે આટલામાં વસ્તી ક્યાં છે ? તેઓએ કબ્રસ્તાન તરફ ઈશારો કરી કહ્યું કે વસ્તી આ રહી અસ્વારે નાખુશ થઇ કહ્યું શું મ્હારી મશ્કરી કરો છો! પછી તેણે તેમને કોરડા વડે એવા માર્યા કે લોહીલવાન કરી નાંખ્યા પછી તે ત્યાંથી ચાલતો થયો. જ્યારે શેહરની ભાગોળે પહોંચ્યો ત્યારે લોકોને ટોળાબંધ બહાર નીકળતાં જોયાં તેથી તેણે પુછ્યું કે ક્યાં જાઓછો? તેઓએ કહ્યુ આ જંગલમાં ઇબરાહીમ અદહમ આવેલા છે તેઓની ઝીયારત કરવા. અસ્વારના મનમાં એમ આવ્યું કે મેં જેને કોરડા વડે માર માર્યો તેતો ઇબરાહીમ અદહમ નહીં હોય ? તે પણ તે લોકોની સાથે પાછો વળ્યો અને જંગલમાં આવ્યો તો ઇબરાહીમ પોતાનાં લોહીવાળાં લુગડાં ધોતા હતા, તરતજ પેલો અસ્વાર કદમો ઉપર પડી માફ માંગવા લાગ્યો. ઇબરાહીમે કહ્યું જા ! મેં તને અલ્લાહના માટે માફ કીધું. મ્હારા લીધે હું બીજાને ફસાવવા ચાહતો નથી. અને મેં તને વસ્તી વિશે ખોટું કહ્યું હતું નહીં. ખરી વસ્તી તો એજ છે કે

જે રાત દીવસ વધતીજ જાય છે. તું ન સમજ્યો તેમા મ્હારો શો કસુર ?

# હીકાયત ૨૫ મી.

એક દીનદાર માણસ વર્ણન કરે છે કે એક વખત મ્હારી ભીંત પડી ગઈ તેથી તે દુરૂસ્ત બનાવવા માટે મજુર શોધવા ગયો. જ્યાં મજુર બેસતાં હતાં ત્યાં જઇને તપાસ કીધી તો એક ખુબસુરત જવાન સિંના બિજો કોઈ મજુર હતો નહીં. મેં તેને મજુરીએ આવવા માટે પુછ્યું તેણે હા પાડી પણ તેણે કહ્યુ કે જો આ ત્રણ શરતો કબુલ હોય તો મજુરીએ આવું. પહેલાં તો એ કે જે મજુરી ઠરાવવામાં આવે તેમાં કાંઇ ફેર પડવો જોઇએ નહીં. બીજી શરત એ છે કે મ્હારી શકતી કરતાં વધારે કામ આપવું જોઇએ નહીં. અને ત્રીજી શરત એ કે જ્યારે નમાઝનો વખત થાય ત્યારે મને નમાઝ પઢવાની રજા આપવી જોઇએ. મેં આ શરતો કબુલ કીધી તે મ્હારી સાથે આવ્યો. મેં તેને સર્વે કામ દેખાડી દીધું. જ્યારે સંધ્યાનો વખત થયો ત્યારે મે એ મજુરે જેટલું કામ કીધેલું જોયું. મેં તેને ખુશ થઈને ઠરાવેલી મજુરી આપી દીધી બીજે દીવસે સવારમાં મેં તેની ઘણી વાટ જોઈ પણ તે આવ્યો નહીં. ત્યારે વળી પાછો હું મજુર લેવા ગયો. જ્યારે તેની તલાશ કીધી ત્યારે લેકોએ કહ્યું કે તે દરરોજ મજુરી કરતો નથી પરંતુ અઠવાડીયામાં એક વખત મજુરી કરીને મળે છે તે બાકીના દહાડાઓમાં ખાય છે, પછી હું તેને ઘેર ગયો તો જોયું કે તે માંદો છે અને ભોંય લોટે છે. આ જોઇને મને

ઘણી દયા આવી અને મેં તેને મ્હારે ઘેર આવવાની વિનંતી કીધી. તેણે કહ્યું ઘણું સારૂં મને આવવામાં હરકત નથી પરંતુ જો તમે મને કાંઈ ન ખવરાવો તો આવું હું કબુલ કરી મ્હારે ઘેર લાવ્યો. તેઓએ ત્રણ દીવસ સુધી કાંઇ ખાધું પીધું નહીં તેમજ કાંઇ વાત પણ કીધી નહીં. ચોથે દીવસે મને તેમણે બોલાવીને કહયું કે હવે મ્હારો અંત નજદીક છે હું તમને કેટલીક વસીયતો કરૂં છું તેને બરાબર પાળજો પહેલાં તો એ કે મ્હારા ગળામાં દોરડું બાંધીને સારી પેઠે મને ઘસડી લઈ જજો અને કહેજો કે જે કોઇ પોતાના માલિક ની આગ્નાઓ માને નહીં તેની આ શીક્ષા છે. આમ કર્યાથી કદાચ રેહમતે ઈલાહી જોશમાં આવે અને મ્હારી નજાત થઇ જાય. બીજું મને આએજ લુગડામાં દફનાવજો. અને તે પછી આ કુરઆને શરીફ તથા આ વીંટી હાલના બાદશાહની પાસે જઇ તેને આપી દેજો. અને તે બાદશાહને કહેજો કે ગફલતની ઉંઘમાં ઉંઘ નહીં, હુશીયાર રહે, સાવધ થા, આ સંસારને સ્વપ્નું સમજ; એવું ન થાય કે અચાનક મોત આવી જાય અને સર્વે ગફલત અને ધુળમાં મળી જાય. તે વખતે કોઇ યુકતી ચાલશે નહીં. આટલું કહી તે મર્ણ પામ્યો. હું તેમની વસીયતો બજાવવા ગળામાં દોરડું નાંખવા જતો હતો એટલામાં અવાજ આવ્યો કે ખબરદાર એમ કરતો નહીં. તે મગફેરત પામનારાઓમાંનો છે તેનું અપમાન કરવું જોઇએ નહીં. પછી તેને મેં દફનાવી દીધો અને કુરઆને શરીફ અને વીંટી લઇ બાદશાહની અસ્વારી જ્યાં થઇને જતી હતી ત્યાં જઇને ઉભો રહયો. એટલામાં બાદશાહની નજર મ્હારા ઉપર પડવાથી મને પુછયું કે કેમ ઉભો છે? ત્હારે શી અરજ કરવાની છે? મેં કહયું હું આ શેહરનો રહેનારો છું એક

માણુસનો સંદેશો, કુરઆને શરીફ અને આ વીંટી લાવ્યો છું, બાદ-શાહે તે બન્ને ચીજો લઈ પુછ્યું કે તે માણસ કયાં છે અને કેવી સ્થીતીમાં છે? મેં કહયું તે મર્ણ પામ્યો છે. ભીંત ચણવાની મજુરી કરતો હતો. બાદશાહ આ સાંભળીને રડવા લાગ્યો. મેં કહયું તેણે મને કહેવાનું કહયું છે કે—"ગફલતની ઉંઘમાં ઉંઘ નહીં, હુશીયાર રહે, સાવધ થા, એવું ન થાય કે અચાનક મૌત આવી જાય, તે વખતે કાંઇ યુકતી ચાલશે નહીં. આ સાંભળીને બાદશાહ ઘણુંજ રડવા લાગ્યો અને ચાદર ઓઢીને મ્હારી સાથે તેની કબર ઉપર આવ્યો અને ત્યાં પણ ઘણું રડયો, પછી તેણે મને કહયું કે તે મ્હારો દીકરો હતો, હમેશાં શરાબ અને કબાબમાં મસ્ત રહેતો હતો, પણ અલ્લા-હને હીદાયત કરવી મંજુર હતી તેથી હીદાયત પામ્યો. એક વખત શરાબ અને કબાબનો સર્વે સામાન તૈયાર હતો એટલામાં પાસેના મદ્રેસામાં પઢતાં છોકરાઓમાંના એકને "સુરએ હદીદ"ની આયત પડ-હતાં સાંભળ્યો **"અલમ યાને લિલ્લઝીન આમનુ અન તખ-શઅ કોલુબોહુમ લેઝિક્રિલ્લાહે"**—(યાને) શું ઇમાન વાળાઓ માટે એ વખત આવ્યો નથી કે તેઓનાં અંતઃકરણ અલ્લાહની યાદ (સ્મરણ)થી આકુળ વ્યાકુળ થાય ? તરતજ તેને અસર થઈ ગયો અને શરાબ કબાબનો સર્વે સામાન તજી દઇ રડતો અને પીટતો ચા-લ્યો ગયો તેની ઘણી તપાસ કરાવી હતી પણ કાંઈ પત્તો લાગ્યો હતો નહીં એટલે સુધી કે તું તેના મર્ણના સમાચાર લઇને આવ્યો.



## હીકાયત ૨૬ મી.



કેટલાકોએ લખ્યું છે કે ઇબરાહીમ અદહમ પોતાની બાદશાહી-

ના સમયમાં ગોરખરનો શિકાર કરવા માટે ગયા, જ્યારે તેઓએ ગો-રખરની પાછળ પોતાનો ઘોડો દોડાવ્યો ત્યારે ગોરખરને વાચા થઇ અને તેણે કહયું કે હે! ઇબરાહીમ અદહમ તું આ કામ માટે પૈદા થયો નથી માટે જા જે કામ માટે પેદા કરવામાં આવ્યો છે તે કામ કર* આ સાંભળતાંજ ઇબરાહીમ અદહમ ઘોડા ઉપરથી ભોંય પડી ગયા અને બેહોશ થઇ ગયા. ઘોડો લશ્કરની તરફ જતો રહયો. લશ્કરીઓએ ઘોડાને ખાલી આવતો જોઇ ઘણી શોધ ચલાવી પણ ઇબરાહીમ અ-દહમનો કાંઇ પત્તો લાગ્યો નહીં તેથી તેઓ રાજ્યધાની તરફ ચાલ્યા ગયા. ઇબરાહીમ અદહમને જ્યારે હોશ આવ્યો ત્યારે તેઓ જંગલ તરફ ગયા, તેઓને કેટલાક ગોવાળીયાઓ મળ્યા, તેમને પોતાના કપ-ડાઓ સાથે કપડા બદલી નાંખવા કહ્યું. ગોવાળીયાઓએ કહયું અમે તો ગોવાળીયા આપના ગુલામ છીએ, શાહી પોશાકને લાયક નથી. આખરે ઇબરાહીમ અદહમે પોતાનાં લુગડાં કાઢી ગોવાળીયાઓની કા-મળી ઓઢી લીધી. ગોવાળીયાઓએ અમીરી છોડી ફકીરી લેવાનું કા-રણ પુછયું તેઓએ સર્વે કયફીયત કહી સંભળાવી કહયું કે તમે કો-ઇને એ કહેતા નહીં. પછી તેઓ રડતાં અને પીટતાં જંગલની તરફ ચાલ્યા ગયા.



---

* ખુદાએ તઆલા કુરઆને શરીફમાં ફરમાવે છે કે "માખં-લકંતુલે જીન્ન વલે ઈન્સ ઇલ્લાલે યઅંબોદુન"—(યાને)જીન્નાત અને ઇનસાનને પયદા કરવામાં આવેલ નથી પરંતુ ઈબાદત કરવામાટે.

# હીકાયત ૨૭ મી,

લખે છે કે શકીક બલ્ખી નામના આલીમ હમેશાં દજલાના કીનારા ઉપર વઅઝ ફરમાવતા હતા. બનવાકાળ એક વખત ઇરાકનો કાફલો હજ કરવા માટે જતો હતો તેમાંનો એક માણસ તેમની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે મુસાફરીમાં મને કામમાં આવે એવી કોઈ વાત બતાવો. તેઓએ કહયું ત્રણ વાત યાદ રાખ ઇનશા-અલ્લાહ ઘણી કામમાં આવશે. પહેલી એ કે જે કાંઇ તું પોતા માટે ચાહે તે પોતાના આકા (સરકાર) માટે પણ ચાહવું, બીજી એ કે જે કાંઈ પોતાના નફસને જોઇતી હોય તે માલીકની પાસેજ માંગવી, અને ત્રીજી એ કે જે કાંઈ માલીક તરફથી મળે તેના ઉપર રાજી રહેવું. આ સાં-ભળી પેલો ઉંટવાળો તે શીખામણો પ્રમાણેજ વર્તવાનો નિશ્ચય કરી ત્યાંથી ચાલતો થયો. કેટલાક લાંબા વખત પછી એજ ઉંટવાળાને મજકુર સાહેબે પાણી ઉપર ચાલતો જોયો તેથી તેને બોલાવી પુછયું કે મ્હારી પાસેથી તું જે ત્રણ વાતો શીખી ગયો તેજ ઉંટવાળો તું છેને ? તેણે કહ્યું હા હું એજ ઉંટવાળો છું અને તમે એજ આ-લીમ છો કે લોકોને બતાવો છો અને પોતે અમલ કરતા નથી. હજુ તો મેં બેજ વાતો ઉપર અમલ કર્યો છે અને અલ્લાહે મારા ઉપર આવી મ્હેરબાની કીધી છે જો ત્રણે ઉપર અમલ કીધો હોત તો કોણ જાણે ખુદા મ્હારા ઉપર કેટલીએ મેહરબાની કરત ? ખરેખર ! જે કોઈ અમલ કરશે તેજ પોતાની મુરાદને પામશે મોંહથી નકામી વાતો કર્યાથી કાંઇ વળવાનું નથી.



# હીકાયત ૨૮ મી.

એક પરહેજગાર માણુસ કહે છે કે એક વખત હું અર્ધ રાત્રીએ બસરાના કબ્રસ્તાનમાં ગયો તો જોયું કે ચાર માણસો કાંઈ ઉપાડીને આવ્યા છે. હું સમજ્યો કે લુટારાઓ હશે, કોઇને લુંટીને માલબાલ સંતાડવા આવ્યા હશે, તેથી મેં તેમની પાસે જઇને પુછયું કે તમે કોણ છો? અને તમે શુ ઉપાડયું છે? તેઓએ કહ્યું અમે મજુર છીએ અને આ જનાઝો છે, અને તે મર્ણ પામેલા માણસની મા અમારી સાથે છે. મેં તેની માને રાતરે છાનામાના જનાઝો લાવવાનું કારણ પુછયું. તેણીએ કહ્યું કે આ મ્હારો છોકરો ઘણોજ ગુન્હેગાર હતો. તેણે મને મરતી વખતે ત્રણ વસીયતો કીધી હતી તેમાંની પહેલી એ કે તેના ગળામાં દોરડું નાંખીને તેને ઘરની આસપાસ ઘસડવો અને સાથે કહેવું કે જે કોઇ માલિકે હકીકી (ખુદા)નો હુકમ ન માને તેની આ સજા છે. બીજું એ કે તેને અર્ધ રાત્રીએ દફનાંવવો કે લોકો તેના જનાઝા ઉપર ફિટકાર અને લાનત ન કરે અને ત્રીજી વસીયત એ કે તેની કબરમાં મ્હારા માથાનો સફેદ વાળ મુકી દેવો. આ પ્રમાણે તેની વસીયતો હતી. જયારે પહેલી વસીયત પાળવા જતી હતી ત્યારે એક અવાજ આવ્યો કે હે! બુઢ્ઢી એમ કરતી નહીં અમે તેને બક્ષી આપ્યો. પછી તેને તે પરહેઝગાર માણુસે તેને દફનાવ્યો અને તેની માના માથાનો સફેદ વાળ તેના મુરદા સાથે મુકયો તરત તે મુરદાએ આંખો ખોલી કહયું કે હે! શેખ. અલ્લાહ તઆલા દરેક ભલા અને બુરાને બક્ષે છે. આટલું બોલી તેણે આંખો

બંધ કરી લીધી. ખરેખર વાંચકો ! ખુદાએતઆલા નુકતે નવાઝ છે. લગાર વાતથી બક્ષી આપે અને લગાર વાતથી સખત પકડી લે. તે કુરઆનમાં સુરએ હજરમાં ફરમાવે છે કે—**"નબ્બેએ એબાદી અન્ની અનલ ગફુરૂર રહીમ વઅન્ન અંઝાબી હોવલ અંઝાબુલ અલમ"** (ભાવાર્થ)—હે ! મોહમ્મદ સ૦ મ્હારા બંદાઓને ખબર સંભળાવી દે કે હું અસલ બક્ષનારો મેહરબાન છું અને એ પણ સંભળાવી દે કે મ્હારો માર મોહટા દુઃખનો માર છે." માટે તેની જાતથી ઉમેદ અને આશ તોડવી જોઇએ નહીં તેમજ તદ્દન ઉમેદના આધારેજ રહેવું ઉચિત નથી. બલકે આપણ બંદાઓએ ઉમેદ અને બીક (ભય) એ બન્નેની વચ્ચે રહેવું જોઇએ.

---

# હીકાયત ૨૯ મી.

લખે છે કે બસરામાં શઅવાનીયા નામની એક ઘણીજ ખુબસુરત માલદાર પરંતુ ઘણીજ બદકાર ઔરત હતી, તેણી નાચવાનો અને ગાવા બજાવવાનો ધંધો કરતી હતી. શાદી ગમીના ટાણાઓ ઉપર તેણી બોલાવવામાં આવતી અને ઘણો પૈસો કમાતી. એક વખત કોઇ શાદી (લગ્ન)ના પ્રસંગે કોઈ જગ્યાએ લોંડીયોની સાથે જતી હતી. જ્યારે તેણી તે જગ્યાએ પહોંચી ત્યારે તેણીના કાનમાં ઝોર ઝોરથી રોવાનો અવાજ આવ્યો. તેણી મનમાં કહેવા લાગી કે અહીં શાદીના બદલે ગમીના અવાજ કેમ સંભળાતા હશે ? અહીંયા એક વાએઝ વાએઝ કેહી રહ્યા હતા અને તેથી સર્વે લોકો રોતા હતા. તેણીએ

પોતાની એક લૌંડીને તેની ખબર કાઢવા માટે મોકલી તે લૌંડી તે વાએઝમાં જવાથી તેણીના મન ઉપર વાએઝનો એવો અસર થઇ ગયો કે તેણી પણ રોવા પીટવામાં મશગુલ થઇ ગઇ અને પોતાની બાઇને જવાબ આપવા જવાનું ભુલી ગઇ. તેથી તેણીએ બીજી લૌંડીને તપાસ કરવા મોકલી તો તેણી પણ પાછી આવી નહીં. એવી રીતે કેટલીક લૌંડીયો મોકલ્યા બાદ એક લૌંડીએ આવીને ખબર આપી કે ત્યાં વાએઝ થાય છે તેથી સર્વે લોકો રૂવે છે. આ સાંભળીને તેણી હંશી અને કેવો તમાશો છે તે જોવા માટે પોતે ગઇ. જતાંવેંતજ તેના મનમાં પણ વાએઝનો અસર થયો અને તેણીને પોતાની ગુનેહગારીનું ભાન થયું તેથી તેણીએ આલિમને પુછ્યું કે મ્હારી નજાત કેવી રીતે થશે ? આલીમે કહયું અલ્લાહની દરગાહથી નાઉમેદ નથા તે મોહટો કરીમ અને રહીમ છે તેને બક્ષતાં વાર લાગશે નહીં. જો તું સાચા અંતઃકરણપુર્વક તૌબા કરીશ તો જો કે ત્હારા ગુનાહ "શઅવાનીયા" નામની સ્ત્રી જેટલા હશે તોપણ ખુદા માફ કરી આપશે. આ સાંભળતાંજ તેણી એક ચીસ પાડીને બોલી કે તે શઅવાનીયા હુંજ છુ, તેણીએ તરતજ પોતાનો સર્વે માલ અસબાબ લુટાવી દીધો અને સર્વે લૌંડીઓને આઝાદ કરી પોતે હમેશા માટે ઇબાદતમાં મશગુલ થઇ એજ હાલતમાં મર્ણ પામી.

ખરેખર સાચા નબી હઝરતે મોહમ્મદ સ૦ સત્ય ફરમાવ્યું છે— **"અત્તાએબો મેનઝું ઝુંન્બે કમનં લા ઝુંન્બ લહુ"**—એટલે જે કોઇ સાચા અંતઃકરણથી ખુદાની દરગાહમાં તૌબા કરશે તો અલ્લાહ તઆલા તેને બે ગુનાહની જેમ ગુનાહથી પાક સાફ કરી દેશે જાણે કે તેણે ગુનાહ કર્યોજ હતો નહીં.

# હીકાયત ૩૦ મી.



(જે લોકો ખુદાની ઇબાદત કરે છે, પોતાના નફસના ફંદે ફસાતાં નથી હમેશાં ખુદાનુંજ ધ્યાન રાખે છે તેઓની દોઆ ખુદા તરતજ કબુલ કરી લીયે છે) હરમ બિન હય્યાન એક વખત જંગલમાં રસ્તો ભુલી પર્વતોમાં ભુલા પડયા. ઘણાંએ ફાંફા માર્યા પણ રસ્તો જડયો નહીં. અને ઘણા દીવસ થઇ ગયા તેથી આખરે લાચાર થઇ તેઓએ ખુદાની દરગાહમાં દોઆ કીધી કે "હે ! પરવરદીગારા ! જ્યારથી હું હીદાયત પામ્યો છું ત્યારથી હમેશાં ત્હારી તાબેદારી કરૂં છું અને કદી નફસ અને શૈતાનની વાતને માની નથી. તે મ્હારા જાની દુશ્મનોએ મને સંસારની મોહજાળમાં ફસાવવાનાં ઘણાં ફાંફાં માર્યા પરંતુ ત્હારી મ્હેરબાનીથી હું તેમના દાવમાં આવ્યો નથી. તો હું આજે કાંઈ કહું છું તે સાચું હોય તો મને આ પર્વતોમાં રસ્તો દેખાડ અને મુસીબતથી છોડાવ કેમકે તું સર્વે વસ્તુઓ ઉપર મહા શકિતવાન છે તરતજ અલ્લાહની કુદરતથી પર્વત ફાટી ગયો અને માર્ગ જાહેર થયો. તેઓ બહાર નીકળી આવ્યા બાદ પાછો હતો તેવો જોડાઇ ગયો.

હઝરતે મોહમ્મદ સ૦ સત્ય ફરમાવ્યું છે કે "કેટલાક માણસો પોતાની સત્યતાના કારણથી આફતમાંથી બચી ગયાં છે."

# હીકાયત ૩૧ મી.



એક માણસ ઓહોદની લડાઇમાં હતો તે કહે છે કે—તે લડા-

ઈમાં ધણા અસહાબો શહીદ થઇ ગયા હતા તેથી હું એક પાણીનો કુંજો લઇને જેઓમાં કાંઇ પણ જીવ બાકી હોય તેઓને પાણી પીવરાવવા નીકળ્યો કેમકે જનાબે અબુઝર રહ૦ હઝરતે રસુલે ખુદા સ૦ ને પુછયું હતું કે યા રસુલલ્લાહ સ૦ વધારે સવાબ શામાં છે ? હઝરતે જવાબ આપ્યો હતો કે તરસ્યાને પાણી પીવરાવવાવામાં;

અર્થાત—મેં ત્રણ અસ્હાબોને જખ્મી થએલા અને પોતાના લોહીમાં આળોટતાં પાણીની તરશથી ટળવળતા જોયા, હું તેઓમાંના એકની પાસે પાણી લઇ ગયો તો તેણે કહ્યું કે બીજાને આપ કે તે મ્હારા કરતાં વધારે તરસ્યો છે; હું બીજાની પાસે લઇ ગયો તો તેણે કહ્યું કે ત્રીજાને આપ કે તે મ્હારાં કરતાં વધારે તરસ્યો છે; આખરે તે ત્રણે જણાએ એમ જવાબ આવ્યો તેથી હું પાછો પહેલાની પાસે આવ્યો તો તે જન્નત નશીન થઇ ચુકયો હતો, બીજાની પાસે ગયો તો તે પણ દીનની ખાતર પોતાના પ્રાણ આપી ચુકયો હતો, અને ત્રીજાની પાસે ગયો તો તેનો પણ એજ હાલ હતો. વાંચકો ! મોઅમિન મોઅમિનનો ભાઇ છે તે આ અસ્હાબોએ કેવું સાબીત કરી દેખાડયું ?

**મઆશે અહલે મુરૂવ્વત બદીં નુસ્ક બુદસ્ત***
**કે જાને ખુદ બગનીમત નિસાર મીકરદન્દ***
**બ ઇત્તેફાક ઝે બહરે હયાતે યક દીગર***
**હલાકે ખીશ હમા ઇખ્તેયાર મીકરદન્દ***

સારંશ—મુરૂવ્વત એટલે પુરૂષાતનવાળા પુરૂષો આવી રીતે પોતાનું જીવન ગાળી ગયા છે કે પોતાના પ્રાણ અર્પણ કરતાં લગારે ડર્યા નથી. તેઓ એક બીજાના જીવની ખાતર સંપીલી રીતે પોતાની હલાકી અને બરબાદી સ્વીકારી ગયા છે.



# ❋ હીકાયત ૩૨ મી. ❋

લખે છે કે એક માણસ પોતાના કાકાની દીકરીની સાથે પરણવા ચાહતો હતો તેથી તેણે માંગુ મોકલ્યું; તેના કાકાએ કહેવરાવ્યું કે હું કન્જુસ અને બખીલ માણસ છું તેથી સખીને અને ઉદાર માણસને પસંદ કરતો નથી. અને આજકાલ દુન્યામાં સર્વે જણાં સખી અને ઉદાર માણસનાંજ વખાણ કરે છે, તેમને લગારે રૂચતું નથી માંટે જો તું 'હાતમ તાઇને' મારી નાંખી તેનું માથું લઇ આવે તો હું મ્હારી પુત્રી ત્હારી સાથે પરણાવું. આ સંદેશો સાંભળી તે માણસ હાતમ તાઇને ઘેર ગયો અને દરવાજો ખખડાવ્યો, હાતીમ બાહેર આવ્યો; આ માણસે પ્રથમ હાતીમને દીઠેલ હતો નહીં, તેણે પુછ્યું કે ઘરમાં હાતિમ છે? હાતીમે કહ્યું શું કામ છે? તેણે કહ્યું મ્હારે તેને કતલ કરવો છે કેમકે જ્યારે હું તેને કતલ કરૂં ત્યારેજ મ્હારો કાકો મને પોતાની દીકરી આપશે. હાતીમે કહ્યું ફલાણા ઝાડની નીચે જા અને હાતીમને કતલ કર; એટલું કહી હાતીમ પોતે તે ઝાડની નીચે જઈ એક ચાદર ઓઢી સુઈ રહયો, પેલો માણસ જ્યારે તે ઝાડની પાસે આવ્યો ત્યારે એક માણસને ચાદર ઓઢી સુનેલો જોયો, તેણે ચાદર ઉંચી કરી તો તેનો તેજ માણસને જોયો તો પુછ્યું કે હાતિમ ક્યાં છે? તેણે કહયું હુંજ હાતિમ છું. જો મને કતલ કરવાથી ત્હારૂં કામ થતું હોય તો મને કાંઇ હરકત નથી. હાતીમની આવી ઉદારતા જોઇ તેતો છક્કજ થઈ ગયો અને સીધો પોતાના કાકાને ત્યાં આવ્યો અને તેને મારી નાંખી તેની છોકરીની સાથે શાદી કરી.



# હીકાયત ૩૩ મી.



એક વખત એક માણુસ બે દીરહમનાં પગરખાં ખરીદી તે પહેરી જનાબે શીબલીની ખીદમતમાં ગયો અને પુછયું કે જનાબ! અલ્લાહની મોહબત શું ચીજ છે? અને તે કેવી રીતે પ્રાપ્ત થાય છે, તેઓએ કહ્યું કે જે માણુસ બે દિરહમનાં પગરખાં પહેરે છે અને નફસાની ખ્વાહીશો પુરી કરવામાં ખુશી માને છે તેને ખુદા અને તેની મોહબ્બતનું શું કામ છે?



# હીકાયત ૩૪ મી.



ખુદા ઉપર તવક્કલ (ભરોસો) કરવો એ ઘણીજ મોહટી નેઅમત છે તવક્કલ કરનારાઓ મોહટી મોહટી આફતોથી નજાત પામ્યા છે. હાંમિદ અસ્વદી કહે છે કે એક વખત હું અને ઇબરાહીમ ખ્વાસ સાથે મુસાફરી કરતા હતા. બનવાકાળ અમે સાંપોના જંગલમાં જઇ પહોંચ્યા મેં કહ્યું કે અહીંયા જલ્દી ચાલો કે આટલો રસ્તો પસાર કરી જઇયે. નહીંતો જો રાત પડી જશે તો ભારે મુસીબત થશે, આ સાંભળતાંજ ઇબરાહીમે પોતાનું બીસ્તર (પથારી) ત્યાં બીછાવી દીધું. જ્યારે તેઓ ત્યાં રહ્યા ત્યારે મ્હારે પણ લાચાર થઇ રહેવું પડયું. રાતરે સાંપોએ અમને ઘેરી લીધા. હું બીહને કહેતો સાંપ! સાંપ! ઇબરાહીમ કહેતા ચુપ રહો! અને ખુદાની યાદી કરે જાઓ, પછી

મેં અલ્લાહનુ ઝીકર (સ્મરણ) શરૂ કીધું. જ્યારે અમે ઝીકે અલ્લાહ-માં મશગુલ થયા ત્યારે સાંપ નાસી ગયા. પછી ઝીકરે અલ્લાહમાં લગાર સુસ્તી કીધી તેથી વળી પાછા સાંપ આવ્યા. હું એકદમ રાડ પાડી બોલ્યો઼ આ આવ્યો ! આ આવ્યો ! ઇબરાહીમે કહ્યું અલ્લાહ-ના ઝીકરમાં સુસ્તી કેમ કરે છે? અલ્લાહનું નામ જપેજા.

અર્થાત—એવી રીતે આખી રાત પાસાર થઇ. સવાર પડતાંજ સુબોહની નમાઝ અને હમેશાના ધારા મુજબ વઝીફા પડી શેખે પોતાનો મુસલ્લો ઉપાડયો, મેં તે મુસલ્લાની નીચેજ એક મોહટો કાળો નાગ જોયો તેથી મેં શેખને આશ્ચર્ય પામી કહયું શેખે જવાબ આપ્યો મુસલ્લાની નીચે સાંપ જોવાથી શું અચંબો પામે છે ! અલ્લાહના ઝીકરની બરકત અને ફઝીલતથી અસંખ્ય સાંપ અને નાગોથી બચી ગયા એ શું ઓછા અચંબાની વાત છે ?

## હીકાયત ૩૫ મી.

એક વખત કોઇ શેહરના બન્નરમાં આગ લાગી, અને તેમાં સામાન અને લોંડી ગુલામ વીગેરે સર્વે કીમતી વસ્તુઓ બળીને ભસ્મ થઇ ગઇ. પરંતુ બેરૂમી ગુલામ કે જેઓ ઘણા રૂપાળા અને કીમતી હતા તેઓ બચવા પામ્યા હતા પણ જો તેઓને બચાવવામાં વધારે વાર લાગી હોત તો તેઓ પણ બળી જવા પામત. તેમના દલાલો, જો તેમને બચાવે તો, ઘણા દીરહમ અને દીનાર ઇનામ તરીકે આપવાનું જાહેર કરવા લાગ્યા. એટલામાં ત્યાંથી 'અબુલહસન'

નુરા નીકળ્યાં. તેઓના મનમાં, આ ગુલામોને આગમાં બળવાની નજીકીમાં જોઇ, માણુસ જાત પ્રત્યેની દયા ભરી લાગણીઓ પ્રગટી નીકળી તેઓએ કહયું કે તેઓને બચાવતાં જો હું એકલો બળી મરીશ તો કાંઇ ફીકર નહીં પણ બીચારાં બે અલ્લાહના બંદાઓની જાન તો બચશે. તરતજ 'બિસ્મિલ્લાહ' કહી આગમાં કુદી પડ્યા, અને તેઓની નેક નીય્યતના પ્રતાપે તેમને સહીસલામત બહાર ખેંચી લાવ્યા, સર્વે માણુસો તેમની આવી બહાદુરી જોઇ ઘણા આશ્ચર્ય પામ્યા. દલાલો તેમના પગ ચુમવા લાગ્યા અને કહેલાં દીરહમો દીનાર આપવા લાગ્યા, તેઓએ કહયું મેં દુન્યાની અથવા પૈસાની લાલચના માટે આ કામ કીધું નથી પરંતુ મેં અલ્લાહની ખુશી પ્રાપ્ત કરવા માટે તે કામ કીધું છે. જો હું પૈસા ટકાની લાલચે તે કામ કરતે તો તેઓને કદી બચાવી શકત નહીં પરંતુ પોતે બળી મરત, માટે મ્હારે તે દીરહમો દીનાર જોઇએ નહીં.

ખરેખર "ઇન્નમલ અઅ્ંમાલો બિન્નિય્યહ" એ હજરતનું ફરમાન ખરૂંજ છે. તેના અર્થ એકે "કૃત્યોની ભલાઇ નિય્યત (નિષ્ઠા)ની ભલાઇથી છે."



## હીકાયત ૩૬ મી.



એક મુસાફર એક જંગલના સાંકડા રસ્તામાં થઇને જતો હતો તેની એક બાજુએ મોહટા મોહટા પર્વતોની હારો હતી અને તેની બીજી બાજુએ ઉંડી નદી હતી. એટલામાં તેણે એક વિકાળ વાઘને ઘસી આવતો જોયો, વાઘથી બચવા માટે તે નદીમાં કુદી પડવાનો

હતો એટલામાં એક મોંહટો મધ્ધર મોંહ વિકાશી બહાર નીકળ્યો, મુસાફરે કહયું અફસોસ ? જે રસ્તે જવાનો વિચાર કરૂં છું ત્યાં ભયને ભયજ છે. તે એકદમ નિરાશ થઇ ભોંય ઉપર પડી ગયો. જેવો તે ભોંય પડયો કે તરતજ વાઘ કુદયો, પણ વાઘ લગાર જોરથી કુદવાથી મધ્ધરના મોંહમાં જઇ પડયો, મધ્ધર તેને હડફ કરી ગયો અને મુસાફરે પોતાનો રસ્તો લીધો.

ખરેખર ! મોહટામાં મોહટા સંકટ સમયે પણ નિરાશ થવું જોઇએ નહીં.

## હીકાયત ૩૭ મી.

એક આલિમ બયાન કરે છે કે એક વખત હું સફરમાં હતો અને તે મોસંમ ઘણીજ સરદીની હતી, રસ્તામાં એક સાથી મળ્યો, અમે બન્ને ચાલ્યા જતા હતા. રાત પડી ગઇ તેથા તે સાથી એમને એક પાસેના તકયામાં રાતવાસો રહેવાની સમજુતી આપી, હું તે તકયામાં મ્હારા સ્વારી કરવાના ગધેડા સહીત ગયો, જેવો અંદર પેઠો કે તરતજ કેટલાક તકયાના રહેનારાઓએ મ્હારા ઉપર હુમલો કર્યો અને કહેવા લાગ્યા કે ખાનકાહમાં ગધેડાઓનું શું કામ છે? તેને અંદર શામાટે લાવ્યો ? શું અમે અને તે ગધેડું સરખાં છીએ ? મેં કહયું એમ કહેવાય ? તે તમારા કરતાં ત્રણ દરજા વધેલું છે. પહેલાં એ કે તેના ઉપર શરીયતની તકલીફ નથી, અને તમારા ઉપર છે. બીજું એ કે તેનામાં સહનશીલતા (તહમ્મુલ) છે અને તમારામા નથી. ત્રીજું

એ કે તે ઇલ્મના બોજ (આલિમ)ને ઉચકે છે અને તમે જહાલતનો બોજ ઉચકો છો. આ સાંભળીને તેઓ સર્વે કહેવા લાગ્યા કે એ જોતાં તો ગધેડાની પદવી (મરતબો) આપણા કરતાં વધી ગઇ. તરતજ એક માણસ તેઓમાંથી આગળ વધ્યો અને ગધેડાને દોરીને અંદર લઈ ગયો અને તેને મેહરાબમાં બાંધી તેની સામે અદબથી બેઠો મેં તે જોઇને કહયું કે અલ્યા આ શું કહે છે? તેણે કહયું કે જ્યારે તેનો મરતબો અમારા કરતાં વધારે છે ત્યારે તેને માન આપવુંજ જોઇએ. મેં તેઓની અક્કલો ઉપર અને સુરીપણા ઉપર અફસોસ કરીને કહયું કે ગધેડાને માન મસજીદની મેહરાબમાં અપાતું નથી પણ તબેલામાં અપાય છે. ખરેખર જ્યાં લગી માણસ ખરા ઇલ્મનો આલિમ થાય નહીં ત્યાં લગી નાદાન અને જાહીલ છે.



# ❋ હીકાયત ૩૮ મી. ❋



એક આલીમ કહે છે કે એક માણસ આંધળો લુલો અને કોઢીયલ હતો પરંતુ તેની પાસે અગણીત દૌલત હતી, તેની દૌલત જોઇને અને પોતાની ગરીબી અને મોહતાજી જોઇને એક તાલેબુલ ઇલ્મ (વિદ્યાર્થી) અલ્લાહની એવી શીકાયત કરવા લાગ્યો કે કુફરની લગભગ પહોંચી ગયો, તે જોઇને મેં તેને કહયું કે કમ સમજ ! આટલી શીકાયત શામાટે કરે છે? તું તે માણસની સાથે અદલબદલ થવા ચાહે છે? એટલે તેની હાલત તે ત્હારી થાય અને ત્હારી હાલત તે તેની થાય એમ ચાહે છે ? તેણે કહ્યું કે નહીં દૌલતની ખાતર

એવી બીમારીયોવાળી સ્થીતી કોણ પસંદ કરે ? મેં કહ્યું બસ ત્યારે અલ્લાહનો શુકર કર, તેવાઓની પાસે દૌલત હોય એમાં નવાઇ નહીં પણ ત્હારા જેવા પાસે ઇલ્મ હોય એ મને નવાઇ લાગે છે—

**હર કુજા નાકસીસ્ત દર આલમ***
**હસ્ત બા ઇઝઓ નાઝ હમઝાનુ***
**વાંકે બા ઇલ્મો અકલ મૌસુફસ્ત***
**સાહેબુલં હુઝ્નો ઇન્નમા કાનુ***

સારંશ— સંસારમાં જેઓ નાલાયક અને અજ્ઞાન છે તેઓ માલ દોલત અને પદવીવાળાં હોય છે અને જેઓ ઇલ્મ—વિદ્યા અને અક્કલ—બુદ્ધિવાન છે તેઓ ગમ મુસીબત અને આફતમાં ફસેલાં હોય છે.”

—*—

# હીકાયત ૩૯ મી.

તાઉસ યમાની કહે છે કે એક વખત હું હરમે મોહતરમમાં હાજર હતો. એટલામાં એક અરબી ઉંટ ઉપર અસ્વાર થએલો આવ્યો. તેણે ત્યાં ઉંટને બેશારી તેના હાથ પગ બાંધી કહ્યું કે હે ! પરવરદીગારા ! આ ઉંટ તેના સરસામાન સુધ્ધાંતને સોપું છું “અને હું સાચા અંતઃકરણ પુર્વક ત્હારા ઘરમાં ત્હારી હઝુરીમાં હાજર થાઉં છું, પછી તે હરમ મોહતરમમાં આવ્યો, નમાઝ વી૦ પઢી તે બહાર ગયો તો ઉંટને જોયું નહીં. તેને એવી ખબર પડી કે ચોર ચોરી ગયા. આથી તેણે ખુદાની દરગાહમાં દોઆ કીધી કે ખુદાવંદા ત્હારું ઉંટ

ચોરાયું છે મ્હારૂં ચોરાયું નથી કેમકે હું તો તને સોંપીને ગયો હતો, માટે જેના કબજામાંથી જાય તે શોધી આપે. મ્હારે તેમાં કાંઇ લેવા દેવા મળે નહીં. આ રીતે તે દોઆ કરી રહયો હતો એટલામાં તેણે અબુકાબૈસના પર્વત ઉપરથી એક માણસને ઉતરતો જોયો, તેનો જમણો હાથ કપાએલો હતો અને ડાબા હાથમાં ઉંટની મેહાર હતી. અને તેનો કપાએલો જમણો હાથ તેના ગળામાં લટકતો હતો, તેણે આવીને અઅરાબીને કહ્યું કે લે ભાઇ ત્હારૂં ઉંટ સામાન સુદ્ધાં સંભાળી લે. અઅરાબી આ જોઇ આશ્ચર્ય પામી કહેવા લાગ્યો કે આ શો બનાવ છે? તેણે કહ્યું કે જ્યારે હું ત્હારૂં ઉંટ ચોરીને તે પર્વત ઉપર ચઢ્યો ત્યારે એક અસ્વાર પવનની જેમ ઘોડો દોડાવતો મ્હારી પાસે આવ્યો, તેણે આવતાંજ મ્હારા હાથને કાપી મ્હારા ગળામાં નાંખી કહ્યું કે જા હમણાં હાલ આ ઉંટ તેના સામાન સુદ્ધાં તેના માલિકને સોંપી આવ. આટલું બોલી તે ગૈબ થઇ ગયો.

ખરેખર ! આ અઅરાબીનો તવક્કલ ખરો હતો કે તેણે પ્રથમ ઉંટના પગ બાંધીને બંદોબસ્ત કરી લીધો અને પછી અલ્લાહ ઉપર તવક્કલ કીધો. અને એજ તવક્કલ છે.

---

## હીકાયત ૪૦ મી.

---

એક શખસ કહે છે કે મેં એક વખત હાતિમ અસમને કહ્યું કે તમારા માટે એમ કહેવાય છે કે તમે હમેશાં ભાતાં અને તૈયારી વિના મુસાફરી કરો છો અને લગારે દુઃખ પામતા નથી. મને પણ

એ યુકતી દેખાડી દયો કે હું પણ તે પ્રમાણે વર્તુ અને સફર કરૂં અને ભાતાં અને રોઝીની ફીકરથી મુકત થાઉં. તેઓએ કહ્યું ખરે-ખર મ્હારો એજ હાલ છે. ભાઇ હું ચાર વસ્તુઓ ઉપર અમલ કરૂં છું જેમાંની ૧ લી એ છે કે—હું સારીપેઠે જાણું છું અને માનું છું કે આખી જહાનનો માલિક અલ્લાહ છે. ૨ જી એ કે—આખી જહાન ખુદાનાજ હુકમમાં છે. ૩ જી એ કે દરેકનો રઝ્ઝાક તેજ છે અને સર્વેને તેજ રોઝી પહોંચાડે છે, ૪ થી એ કે—જ્યાં હઇશ ત્યાં ખુદાના હુકમમાંજ હઇશ તેના હુકમની બહાર હોઇશ નહીં આ ચારે વસ્તુઓ ઉપર પુર્ણ યકીન હોવાથી જ્યાં ચાહું છું ત્યાં ફરૂં છું અને કોઇ પણ પ્રકારનું દુઃખ પામતો નથી. અને આ એવું ભાતું છે કે તેનાથી બન્ને જહાનની મુસાફરી ઘણીજ આસાનીથી થાય છે.

## હીકાયત ૪૧ મી.

લખે છે કે ભુતકાળનો એક બાદશાહ પોતાના ન્હાના કુંવરને ઘણો ચાહતો હતો. જ્યારે તે કુંવર કેળવણી તઅલીમ લેવા પાત્ર થયો ત્યારે તેના બાપ બાદશાહે વઝીરોને પુછ્યું કે કુંવરને શાની કેળવણી આપવી ઉચિત છે? વઝીરોએ લાંબો વિચાર કરીને કહયું કે ઇલ્મેદીન (ધર્મજ્ઞાન)ની કળવણી જેવી બીજી એકે કેળવણી નથી અને તે દરેક મુસલમાન ઉપર વાજીબ પણ છે. બાદશાહે વઝીરોની સલાહ પ્રમાણે તેને ઇલ્મની તાલીમ લેવા મુકયો. એક સમય પછી જ્યારે તે કુંવર કેટલીક તાલીમ પામી રહયો ત્યારે પોતાના ઇલ્મ

ની પરિક્ષા કરવા માટે એક બક્કાલ (કાછીયા)ની દુકાને ગયો અને કહેવા લાગ્યો કે હું તને એક મસઅલો શીખવાડું તે બદલ મને થોડી ભાજી આપ તે બક્કાલે કહયું હું મસઅલા બદલ ભાજી વે- ચતો નથી, પૈસા લાવો અને ભાજી લઇ જાઓ. આથી તે કુંવર ઘણો દીલગીર થઇને ઘેર આવ્યો, બાદશાહે તેના ચ્હેરા ઉપર ઉદા- સીનાં ચીન્હ જોઇને પુછયું કે બેટા ! આજે ઉદાસ કેમ છે? તેણે પોતાના બાપને સર્વે હકીકત કહી સંભળાવી. બીજે દહાડે બાદશાહે તેને એક અમુલ્ય ઝવેરાત આપી કહયું કે આ લઇને બક્કાલની દુકાને જા, જ્યારે તે ગયો ત્યારે બક્કાલે કહયું કે હું મસઅલા બદલ અથ- વા આવા પથરાના કટકા બદલ ભાજી વેચતો નથી. ભલા માણસ પૈસા લાવીને લઇજા, આ સાંભળીને કુંવર પોતાના પિતા પાસે ગયો. તેના પિતાએ કહયું કે ઝવેરી પાસે તે ઝવેરાતને લઇજા. જ્યારે તે ઝવેરી પાસે ગયો ત્યારે તેણે તેની હજાર દીનાર કીંમત કીધી. આ ઉપરથી તે કુંવરે એ સાર લીધો કે ઇલ્મના અમુલ્ય મોતીની દરેક માણસને કદર હોતી નથી—એતો તેનો પારખનારોજ પારખે— અને ખરૂં ખોટું જાણે.

**ગર કીમતે ઇલ્મ ખ્વાહી અઝદાના પુર્સ***
**વઝ પરતવે આફતાબ અઝબીના પુર્સ***
**નાદાં ચે શનાસદકે ચે જવહરદારી***
**કદ્રે ગોહરે ગિરાં બહાં અઝમા પુર્સ***

સારાંશ—શાએર કહે છે કે "જો ઇલ્મની કીંમત પુછવી હોય તો દાના માણસને પુછ. સુર્યના પ્રકાશ વિશે પુછવું હોય તો દેખતા માણસને પુછ (આંધળો શું જાણે કે સુર્યની રોશની કેવી હોય છે?)

નાદાન માણસ તું શું જવહર (તત્વ) ધરાવે છે તે શું જાણે કીમતી મોતીની કીંમત જો પુછવી હોય તો અમને પુછ.



# હીકાયત ૪૨ મી.



હું એક બુઝુર્ગની શેવામાં બેઠો હતો એટલામાં એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો કે જનાબ ! મ્હારા હકમાં દોઆ કરો કે ખુદા મને ફરઝંદ આપે ! મને અલ્લાહે સર્વ કાંઈ આપ્યું છે, માત્ર દુઃખ એટલુંજ છે, જો ખુદા ફરઝંદ આપે તો મ્હારે કોઇ વાત ની મણા રહે નહીં. તેઓએ કહયું ભાઇ ! અલ્લાહની મરજી હશે તો ફરઝંદ પણ આપશે પરંતુ ફરઝંદથી માણસ સર્વ સુખ અને સંતોષ માને એમ ત્હારૂં કહેવું મને વ્યાજબી લાગતું નથી. જો અલ્લાહ ફરઝંદ આપે અને તે નઠારો નીકળે અને ત્હારા ખાનદાનને કલંક લગાડે એવો હોય તો તે કરતાં તે ન હોવો તું બેહતર જાણીશ કે નહીં ? કદાચ એજ મસલેહતથી ખુદા તને ફરઝંદ નહીં આપતો હોય તો કોને ખબર છે? વળી જો ફરઝંદ થશે તો તું તેનાં લગ્ન થએલાં જોવા ચાહીશ. તેની વહુ ઘેર આવેલી કયારે જોઉં એજ દુઃખમાં રહીશ. જ્યારે અલ્લાહ તેનાં લગન કરાવી આપશે ત્યારે તને તેની અવલાદ જોવાની ઇચ્છા થશે અને તેથી હમેશાં દુઃખમાં રહીશ એવી રીતે સંસારમાં ઇચ્છાઓની કારી ન હોવાથી સર્વદા દુઃખીજ રહીશ. અલ્લાહ જે કાંઇ કરે છે તે પોતાની મસલેહત અને હીકમતથી કરે છે અને તેમાં માણસ જાતની ભલાઇજ હોય છે, સુખ તે ફરઝંદ થવામાં અથવા ગનની કદી પણ ઓછી નહીં થનારી

ઇચ્છાઓ પુર્ણ થવામાં રહેલું નથી પરંતુ સુખ તે સંતોષમાં છે. અલ્લાહે જે કાંઈ આપ્યું હોય તેના ઉપર સંતોષ માનવો અને તેના માટે તેનો શુક્ર બજાવી લાવવો તે અનુપમ સુખ છે. (તેમના આ બોધે મ્હારા મન ઉપર ઘણો અસર કીધેલો હોવાથી આ પુસ્તકમાં રજુ કર્યો છે)

# હીકાયત ૪૩ મી.

એક પરહેજગાર અમીરને ત્યાં એક માણસ નોકર રહેવા માટે આવ્યો. તેણે એક ગ્રહસ્થનું સર્ટીફીકેટ રજુ કર્યું તેમાં લખેલું હતું કે આ માણસનો મને જાતી અનુભવ છે, તે ઘણો નીમકહલાલ છે, પોતાના માલિક શેઠ પ્રત્યેની સર્વે ફરજો બરાબર બજાવી લીયે છે ઇસાદી, અમીરે આ શબ્દો વાંચીને તેને પુછ્યું કે ભાઇ! તું દરરોજની પાંચ વખતની ફરજ નમાઝ પઢે છે! (આ પ્રશ્નથી કાંઇ ગુંચવાઇને) સાહેબ! કોઇ કોઈ વાર પઢું છું પરંતુ કામ ધંધામાંથી ફુરસદ કયાં મળે છે? તરતજ અમીરે તે સર્ટીફીકેટ પકડાવી કહ્યું કે "જે માણસ પોતાના માલિકે હકીકી (ખુદા કે જે ખાનપાન અને જીવન આપે છે) ની મુકેલી ફરજો પુરી કરતો નથી તે માણસ માલિકે મજાઝી (દુન્યવી શેઠ)ની શી ફરજો બરાબર બજાવશે? જે માલિકે હકીકીનું નમક ખાઇ નમકહલાલી કરતો નથી તે મ્હારી સાથે કેવી રીતે નમકહલાલીથી વર્તી શકશે? માટે જાઓ મ્હારે ત્યાં તમારૂં કામ નથી.

અહા! આનાથી કેવો સોનેરી સબક મળે છે? અને અમીરની

કેવી પરહેઝગારી ભરી તીવ્ર બુદ્ધી પ્રગટી નીકળે છે, ખુદા કરેને સર્વે આમીરો તેવા હોય ?

# ❋ હીકાયત ૪૪ મી. ❋



(વાંચકો સખાવત એ એક અજબ બક્ષીસ છે). એક વખત હઝરતે ઇસા અ૦ ઇબલીસને પુછયું કે તું કયા પ્રકારના માણસને ઘણો ચાહે છે? તેણે કહ્યું જે લોકો માત્ર નામના મુસલમાન છે અને અલ્લાહ નામ ઉપર એક કોડી પણ વાપરતા નથી તેઓને હું ઘણો ચાહું છું કેમકે બખીલની ઇબાદત કબુલ થતી નથી, જોઇએ તો તે ગમે તેટલી ઇબાદત કરે. પછી હઝરતે ઇસા અ૦ પુછયું કે તું કયા પ્રકારના લોકો સાથે દુશ્મની રાખે છે તેણે કહ્યું કે એ લોકો કેજેઓ તનમન અને ધનથી અલ્લાહ ઉપર કુરબાન છે અને જાહેરી નાંમ કરવાને કે પાછળ યાદી રાખવા માટે અમલ કરતા નથી તેઓની સાથે હું ઘણી દુશ્મની રાખું છું કેમકે તેઓની ઇબાદત જો કે નજીવી અને અધુરી હોય તોપણ કબુલ છે.

ખરે ! વાંચકો ! હઝરતે મોહમ્મદ સ૦ ફરમાવ્યું છે કે "અસ સખીયો હબીબુલ્લાહે વલવેકાન ફાસેકન"—(ભાવાર્થ સખી માણસ અલ્લાહનો પ્યારો છે જો કે તેનાથી જાહેરમાં કોઇ ગુનાહ પણ થઇ જાય.



# હીકાયત ૪૫ મી.

બનવાકાળ એક વખત એક માણસ ઘણો કરઝદાર (દેવાદાર) થઇ ગયો તેણે તે દેવું વાળવાની ઘણી યુકિતયો સોચી પણ તેની એકે યુકિત ચાલી નહીં આખર લાચાર થઇને તે પોતાના એક દોસ્ત ની પાસે ગયો. દોસ્તે તેનો હાલ પુછયો તેણે સર્વે બ્યાન કીધો. દોસ્તે તરતજ ઘરમાં જઇ તેને કરઝ વાળવાના ચારસો દીરહમો લાવી આપ્યા, તે દોસ્તના જવા પછી તે દીરહમ આપનાર દોસ્ત ઝાર ઝાર અને ચોધાર આંસુએ રડવા લાગ્યો, તેની વહુએ કહયું તમે તમારા એક દોસ્તને કામ આવ્યા તે માટે અલ્લાહનો શુકર કરો, શામાટે રડો છો? શું તમને ચારસો દીરહમ દોસ્તની ખાતર આપવા પડયા તેનો તો ગમ લાગ્યો નથીને ? તેણે કહયું—મુર્ખ સ્ત્રી ! મને દીરહમ (નાણા)નો ગમ નથી, દીરહમનો ગમ દીરહમના બંદા (નાણાના પુજારી)ને અને તાલિબે દુન્યા (સંસાર ઉપર મોહિત થએલા) ને રડાવે છે. મ્હારૂં રોવું અને વિલાપ કરવું એટલા માટે છે કે હું આજાપીલગી તેની એવી સ્થીતીથી શામાટે ગાફીલ અને બેખબર રહયો ? જ્યારે મ્હારી ગાફેલી અને બેપરવાઇના કારણથી તેને આવા સંકટના સમયે ફકીરો અને માંગણોની જેમ મ્હારી પાસે આવવું પડયું ત્યારે મેં તેને તે સંકટમાંથી છોડવ્યો એ શું મેં દોસ્તીનો હક અદા કર્યો કહેવાશે ? ખરેખર તેને માંગવા આવવામાં હલકાઇ નહતી પણ મ્હારા બેખબર અને બેપરવા રહેવામાં મ્હારીજ હલકાઇ છે. પોતે મોજ શોખ કરે અને તેના દોસ્તો સંકટમાં રડે એવી જીંદગી ઉપર લાખોવાર ધિક્કાર છે.



## ✻ હીકાયત ૪૬ મી. ✻

બે જણાઓમાં ઘણી ગાઢી મીત્રાચારી—દોસ્તી હતી. બનવાકાળ તેઓ બન્ને કરઝદાર થઈ ગયા. મુદ્દત સુધી એક બીજાને એક બીજાની કરઝદારીની ખબર પડી નહીં. જ્યારે ખબર પડી ત્યારે દરેક જણ બીજાનું કરઝ અદા કરવાની ફીકરમાં પડયો અને દરેક જણે એક બીજાનું કરઝ એક બીજાને ખબર પડયા વિના અદા કરી દીધું. વાંચકો ! સાચી દોસ્તીનો કેવો અનુપમ દાખલો ?!

## હીકાયત ૪૭ મી.

અકરમા નામનો માણસ કહે છે કે એક શેહરનો હાકિમ ઘણો જાલિમ અને ક્રુર હતો તેણે પોતાની હદમાં એવી મુનાદી ફેરવી હતી કે જે કોઇ માણસ ફકીરને કાંઈ આપશે તેનો હાથ કાપીને શેહર બહાર કાઢી મુકવામા આવશે, બનવાકાળ એક ફકીર ભુખથી આજીઝ થઇને એક સ્ત્રીની પાસે કાંઇ માંગવા માટે ગયો. સ્ત્રીને તેની મોહતાજી અને ભુખ ઉપર દયા આવી તેથી તેને બે રોટલી સદકામાં આપી. આ વાતની હાકીમને ખબર પડી તેથી તેણે સ્ત્રીનો હાથ કાપીને તેણીને શેહર બહાર કાઢી મુકી. આ સ્ત્રીની સાથે તેનું એક દુધ પીતુ બાળક હતું. તે સ્ત્રી જંગલમાં આમતેમ અથડવાથી 'અને અત્યંત ગરમીથી ઘણીજ તરસી થઇ. તેણી પોતાની તરશ મટાડવા માટે એક નેહરના કીનારા ઉપર ગઇ, અને જેવી તે પાણી પીવા

માટે વાંકી વાંકી વળી કે તરતજ તેના ખોળામાંથી તેનો છોકરો નેહ-રમાં પડી ગયો, મુસીબત ઉપર મુસીબત આવીને ઉભી રહી, તેણી ઝાર ઝાર રડવા અને વિલાપ કરવા લાગી એટલામાં તેણીએ બે અ-સ્વારોને આવતાં જોયા, તેઓએ પાસે આવીને પુછ્યું કે કેમ રડે છે? તેણીએ પોતાની સર્વે મુસીબત કહી સંભળાવી. તે અસ્વારોમાંના એકે નેહરમાં કુદી પડી તેનો છોકરો સહીસલામત પાછો આણી આપ્યો અને બીજા અસ્વારે તેણીનો હાથ સાજો કરી આપ્યો. આથી તે સ્ત્રી હયરતમાં પડી ગઇ અને પુછ્યું કે આપ કોણ છો? તેઓએ કહયું. તેં સદકામાં બે રોટલીયો આપી હતી તે અમે છીએ. અમા-રાજ કારણથી તું બલામાં પડી હતી અને અલહમ્દો લિલ્લાહ કે અમારા કારણથીજ તું તે બલામાંથી મુકત થઇ.

ખરેખર વાંચકો 'સદકો બલાઓને રદ કરે છે."

---

# હીકાયત ૪૮ મી.

લખે છે કે એક વખત અબ્દુલ્લાહ બિન જઅફર રહ૦ પોતાના ખેતર ઉપર ગયા, તેઓના ખેતરની પાસે એક બીજા માણસનું ખેતર હતું તેમાં એક હબશી ગુલામ હળ હાંકતો હતો. બપોરના વખતે એક છોકરો ત્રણ રોટલા લાવ્યો, તે હબશી ગુલામ પોતાનું કામ કરી રહી ખાવા બેસવાની તૈયારીમાં હતો એટલામાં એક કુતરો આવ્યો તે ભુખ્યો દેખાતો હતો, તેથી તેને એક રોટલી નાંખી કુતરો તે રોટલીને ખાઈ જઇ વળી પાછો પુંછડી હલાવતો હલાવતો આવ્યો તો તે હબશીએ બીજી રોટલી નાંખી, એવી રીતે તેણે તે કુતરાને ત્રણે

રોટલી ખવરાવી દીધી અને પોતે ભુખ્યો રહ્યો. અબદુલ્લાહ બિન જઅફર રહ૦ હબશીની આવી સખાવત જોઇ ઘણો આશ્ચર્ય પામ્યા અને તેને કહેવા લાગ્યા કે દરરોજ ત્હારા માટે ત્રણ રોટલીનો ઠેરાવ છે તે રોટલીયો તેં કુતરાને ખવરાવી દીધી હવે તું શું કરીશ ? તે હબશીએ કહ્યું સાહેબ ! **સબર (ધીરજ) કરવો અને રોઝો રાખવો તે કોઇ ભુખ્યાના નિરાશ પાછા ફરવા કરતાં બેહતર છે.** આ સાંભળીને તે જનાબે તે ખેતરને તે ગુલામ સુધ્ધાં ખરીદી લીધું અને તેને આઝાદ (મુકત) કરી પોતાની પાંચસો દીનારની એક લોંડી સાથે તેના નીકાહ પઢાવી આપ્યા અને બસો રાતાં દીનાર અને પેલું ખેતર જહેઝમાં આપ્યું, વાંચકો ! અલ્લાહે તે હબશીની સખાવતનો કેવો જલ્દી બદલો આપ્યો અને સાથેજ અબદુલ્લાહ બિન જઅફર રહ૦ ની કેવી ઉદારતા પ્રદર્શિત થઇ ?!!

## હીકાયત ૪૯ મી.

આફ્રૂ બિન અબ્દુલ્લાહ કહે છે કે એક વખત બની ઇસરાઇલમાં દુકાળ પડયો અને લોકો ભુખથી મરવા લાગ્યા, આ દુકાળના સમયે એક મજુરનો એવો રીવાજ હતો કે આખો દીવસ મજુરી કરતો, અને સંધ્યાકાળે જે મજુરી મળતી તેની જે જવની બે રોટલીયો વેચાતી લેતો. એક વખત તેણે એવી રીતે બે રોટલીયો ખરીદી એટલામાં એક ભુખ્યાએ સવાલ કર્યો કે અલ્લાહની રાહમાં કાંઇ આપો કે ભુખના કારણથી મરણની અણીયે પહોંચ્યો છું. આ મજુરે વિચાર કર્યો કે જો તેને એક રોટલી આપીશ અને બીજી હું ખાઇશ

તો તેથી ન તેની ભુખ પુર્ણ રીત્યે જશે ન મ્હારૂં પેટ ભરાશે. માટે એ બન્ને રોટલીયો આપવી ઉચિત છે. તરતજ તેણે તે બન્ને રોટલી- યો તેને આપી દીધી અને પોતે ભુખ્યો સુઇ રહયો. રાતરે તેણે સ્વપ્નામાં જોયું કે એક ફીરીસ્તો આકાશ ઉપરથી ઉતર્યો છે અને કહે છે કે ત્હારી કાંઈ હાજત હોય તો બોલ અલ્લાહ પુરી કરવા તૈયાર છે, તેણે કહયું હું નજાત (મુકિત) ચાહું છું. ફીરીસ્તાએ કહયું ત્હારી નજાત થઇ ગઇ બીજુ કાંઇ વધારે માંગ, તેણે કહયું કે જે દુકાળ પડયો છે તે દુર થાય એ ચાહું છું, કેમકે સર્વે માણસો ભુખ થી મરે છે સવાર પડતાંજ ગૈબથી અવાજ આવ્યો કે દુકાળ દુર થયો અને સુકાળ આવ્યો.



# હીકાયત ૫૦ મી.



એક વખત બેહલુલ દાનાએ "હારૂન રશીદ"ને ઉદાશીમાં બેઠે- લો જોઇને પુછયું કે તું કેમ ઉદાસ અને ચિંતાતુર જણાય છે? હા- રૂને કહયું કે આખી દુન્યા બેવફા છે એ વાતની મને ઘણી ચીંતા છે, બેહલુલે કહયું કે દુન્યાની બેવફાઈની ત્હારે ચીંતા કરવી જોઇએ નહીં બલકે ખુશ થવું જોઇયે. કેમકે જો દુન્યા બેવફા નહોત તો તને આજ આ બાદશાહી તખત મળત નહીં.



# હીકાયત ૫૧ મી.



લખે છે કે હઝરતે સલમાને ફારસી રઝી૦ શામના કોઇ ગામના

હાકીમ હતા અને તેઓને બૈતુલ માલમાંથી પાંચ હજાર દીરહમ મળતાં હતાં, તે સર્વેને ખુદાની રાહમાં લુટાવી દેતા હતા અને ખજુ-રના પાંદડાની ઝંબીલ બનાવતા અને ઉંટના વાળનો પોશાક પહેરતા. બૈતુલ માલમાંથી જેટલાં બકરાં તેઓના ભાગમાં આવતાં તે સર્વેને ઝબ્હ કરી ગોરબાઓમાં અને મીસ્કીનોમાં વહેંચી આપતા અને તેઓના ચામડાઓની મશકો અને ઝંબીલો બનાવી મુજાહેદોના ઉપ્યોગ માટે આપતા. એક માણસ તેઓનાં ફાટયાં તુટયાં લુગડાં જોઇ ગરીબ મજુર સમજી તેઓને સીર એક ભારે બોજ ઉપડાવ્યો. રસ્તામાં કોઇ-એ આવી રીતે તેમને જતાં જોઈ 'સલામુન અલયક' કીધી અને કહયું કે આ શું ? આથી પેલો બોજ ઉપડાવનાર સમજ્યો કે આતો કોઇ અમીર છે તેથી બોજ લઇને માફી માંગવા લાગ્યો. હઝરતે સલમાને કહયું નહીં, હું વાયદા પ્રમાણે ત્હારા ઘર સુધી આ બોજ ઉપાડીશ પછી તેના ઘર સુધી તે બોજ મુકી આવ્યા, અને હવે પછી માણસને ઓળખીને કામ લેવાની તેને શીખામણ દીધી. પછી પોતે ઘેર આવ્યા. અને હમેશાં ઝાર ઝાર રડવા લાગ્યા. તેઓ લોકોને કહેતા હતા કે હું મૌતની બ્હીકથી રોતો નથી બલકે દુન્યાની મોહજાળમાં ફસાઇને હઝરતે મોહમ્મદ સ૦ ના દીદારથી મેહરૂમ ન રહી જાઉં એટલા માટે રોઉ છું. કેમકે તે હઝ-રતે ફરમાવ્યું હતું કે હે ? મુસલમાનો ! જો કયામતના દીવસે તમે અમારી પાસે આવવા ચાહતા હોતો દુન્યા અને દુન્યાના અસ્બાબથી દુર રહો અને મરતી વખતે એવા પાક સાફ થઈ જાઓ કે જેવાં અમે પાક સાફ છીએ.



# ❊ હીકાયત ૫૨ મી. ❊



એક અમીર તેના નોકર-ગુલામ ઉપર જેમ જેમ તે ગુલામ તે અમીરની વધારેને વધારે નાફરમાની કરતો હતો તેમ તેમ તેના ઉપર વધારેને વધારે ઇનામ ઇકરામ કરતો અને તેને વધારેને વધારે માલ દૌલત આપતો, તેના એક મીત્રે અમીરને આ પ્રમાણે વર્તવાનું કારણ પુછ્યું. અમીરે કહયું—જયારે હું જે માલિકે હકીકી (ખુદા)નો ગુલામ છું તેની દીવસમાં હજારો નાફરમાનીયો અને તેના હજારો કસુરો કરૂં છું અને તે મને વધારેને વધારે આપતો જાય છે ત્યારે હું મ્હારા ગુલામને તેની નાફરમાનીયોના કારણથી વધારેને વધારે ન આપું તો તે કેટલી ના ઇન્સાફી કહેવાય ?



# હીકાયત ૫૩ મી.

લખે છે કે એક યહુદીની સ્ત્રી ઘણી હકપરસ્ત હતી, તેનો ધણી ગુમરાહ હતો, તે પોતાની સ્ત્રીને ખુદાનું નામ જપતી જોઇને ઘણો ક્રોધાયમાન થતો, એક વખત તેણે આ હકીગત પોતાના મીત્રોને કહી અને તેઓની સલાહથી એક મોહટો ખાડો ખોદી તેમાં આગ સળગાવી પોતાની સ્ત્રીને કહયું કે જો ત્હારો ધર્મ સાચો હોય તો 'અલ્લાહ'નું નામ લેતી લેતી આ આગમાં કુદી પડ. તરતજ તે હક પરસ્ત બાઇ "બિસ્મિલ્લાહ હિર રહમાનિર રહીમ" બોલી તે આ-

ગમાં કુદી પડી અને તેને આગનો લગારે અસર ન થતાં આગ બુઝાઇ થઈ. આથી તેનો ધણી ગુસ્સે થયો અને બીજીવાર આગ સળગાવી તેમાં તેને નાંખી તો બીજી વાર પણ આગ બુઝાઈ ગઈ. પછી ત્રીજી વાર સળગાવી તેમાં તેને નાંખી તે ખાડાનું મોંહ બંધ કરી લીધું. પછી બે દીવસ બાદ તે ખોલ્યું તો તે બાઇ નમાઝ પડતી હતી. આથી તેનો ધણી અને તેના મીત્રો ઘણો આશ્ચર્ય પામ્યા અને તૌબા કરી ઇમાન લાવ્યા.

## હીકાયત ૫૪ મી.

ઇબરાહીમ અદહમે દમિશ્કના કેટલાક સુફીયોને પુછ્યું કે તમારો શો પંથ—તરીકો છે? તેઓએ કહ્યું જો અમને કાંઇ મળે તો ખાઇયે અને જો ન મળે તો ધીરજ ધરીએ (સબર કરીયે). આ સાંભળીને ઇબરાહીમ હસ્યો અને કહ્યું કે "બલ્ખ" દેશના કુતરાઓને પણ મેં એમજ વર્તતાં જોયાં છે. તેઓએ પુછ્યું બલ્ખના સુફીયોનો શો તરીકો છે? કહ્યું કે જો તેઓને મળે તો રાહે ખુદામાં આપી દીયે અને જો ન મળે તો શુકર કરે—

શુક્ર બરનીસ્તી કુનદ આરિફ*
ઝાંકે ફકરસ્તો ફકર આફતે ઉસ્ત*
હસ્તીયો નીસ્તી યકે દાનદ*
કઝઇદા આલસ ફુઝું હિમ્મતે ઉસ્ત*

સારંશ—આરિફનું કામ નીસ્તી ઉપર એટલે નહીં હોવા ઉપર

શુકર કરવાંનું છે અને ફકર તેનો સ્વભાવ છે તેની પાસે હસ્તી અને નીસ્તી બન્ને સરખી હોય છે તેની જવાંમરદી બન્ને આલમથી વધેલી હોય છે.

# હીકાયત ૫૫ મી.

લખે છે કે એક વખત હઝરતે ઇસા અ૦ ખુદાની દરગાહમાં સવાલ કર્યો કે હું ત્હારા કોઇ ખાલીસ અને સાદિક (સાચા) બંદાને જોવા ચાહું છું, હુકમ આપ્યો કે ફલાણા જંગલમાં જાઓ, હઝરતે ઇસા અ૦ તે જંગલમાં ગયા તો જોયું કે એક ડોશી આંખે આંધળી પગે લુલી શરીરે કોહેલી કીડીયો અને મંકોડાઓ વળગેલી ધુળમાં પડી છે અને 'અલ્લાહ'ના નામની જપના અને તેનો શુકર કરે છે! તેને જોઇને હઝરતે ઇસા અ૦ પુછયું કે હે ! ડોશી આવી હજારો મુસીબતોમાં ફશેલી હોવા છતાં અલ્લાહ તઆલાની કઇ નેઅમત અને બક્ષીસનો શુકર કરે છે? તેણીએ કહ્યું હે રૂહુલ્લાહ ! અલ્લાહ તઆલાએ મારામાં જીવ રાખ્યો છે અને તેના નામની જપના કરી શકું એટલા માટે જીભ આપી છે એ શું ઓછી નેઅમત અને બક્ષીસ છે. હઝરતે ઇસા અ૦ પુછયું શું ત્હારી કાંઇ હાજત છે? તેણીએ કહ્યું હા મ્હારી એક હાજત છે, એક મ્હારી દીકરી છે તે કોઇ કોઇ વાર મ્હારી ચાકરી કરવા આવે છે તેનો કોઇ વખતે મને ખ્યાલ આવી જાય છે માટે ચાહું છું કે જો અલ્લાહ તઆલા તેને આ દુન્યામાંથી ઉપાડી લેતો મ્હારા મનમાંથી તેનો ખ્યાલ પણ નાશ

પામે અને પછી મ્હારા ખ્યાલમાં માત્ર મ્હારો પ્યારો અલ્લાહજ રહી જાય. આ સાંભળી હઝરતે ઇસા અ૦ ત્યાંથી પાછા વળ્યા, રસ્તામાં તેઓએ તેણીની દીકરીને એક વાઘે ફાડી ખાતાં જોઇ, ફરમાવ્યું કે ખુદાએ તે ડોશીની તે દોઆને કબુલ કીધી.



# હીકાયત ૫૬ મી.



જ્યારે નમરૂદ મલઉને હઝરતે ઇબરાહીમ અ૦ ને આગમાં નાંખ્યા અને તે આગ ગુલઝર બની ગઇ ત્યારે તે તમાશો નમરૂદની 'રહીમા' નામની છોડી જોતી હતી, આ જોઇને તેણીના મનમાં ખુદાની મોહબ્બત ભરાઈ ગઈ અને હઝરતે ઇબરાહીમ અ૦ પાસે જવા માટે આગની પાસે ગઇ, અને કહ્યું કે યા ખલીલલ્લાહ શું હું આપની પાસે આવું ? હઝરતે ફરમાવ્યું જેનું મન ખુદાની મોહબ્બતથી ભરપુર હોય તેના માટે આ આગ નુર સમાન છે. ચાલી આવ; તેણી બેધડક તેમાં ગઈ અને "લાએલાહ ઇલ્લલ્લાહ ઇબરાહીમ ખલીલુલ્લાહ" એ કલેમો પડી—પછી હઝરતે ઇબરાહીમની રજાથી બહાર આવી પોતાના બાપ નમરૂદને ઘણો ઠપકો દેવા માંડી. તેના બાપે ખુદાની મોહબ્બત મુકી દેવા તેને ઘણી સમજાવી અને ધમકાવી પણ તેણી લગારે ડગી નહીં. આખરે તેના બાપે તેને લુગડાં ઉતરાવી સખત માર માર્યો પણ વાહરે તેનું ઇમાન કે મોંહમાંથી 'ઉફ' તેટલુંએ બોલી નહીં. અલ્લાહે તેને મૌત સમયે તેનો જન્નતમાં જે બલંદ મરતબો હતો તે દેખાડ્યો અને તેને એક હવા એવી ઉપાડી ગઇ કે દુન્યામાં તેનો પત્તો રહ્યો નહીં.

# હીકાયત ૫૭ મી.



હીંદુસ્તાનનો એક બાદશાહ ઘણોજ પરહેજગાર અને આબીદ હતો, તે પોતાના "મોહમ્મદ" નામના ગુલામને ઘણોજ ચાહતો હતો, એક દીવસ કાંઇ કામ પડવાથી તેને બોલાવ્યો ત્યારે 'મોહમ્મદ" નામથી ન બોલાવતાં બીજા નામથી બોલાવ્યો. આથી તે ગુલામને ઘણું માઠું લાગ્યું પણ તે વખતે કાંઇ બોલ્યો નહી બીજે દીવસે બાદશાહે તેને "મોહમ્મદ" નામથી બોલાવ્યો, ગુલામે આગલા દીવસે તે નામથી નહીં બોલાવવાનું કારણ પુછ્યું. બાદશાહે કહ્યું હઝરત પૈગમ્બર સ૦ નું નામ તે ત્હારૂં નામ છે, તે વખતે હું બેવઝુ હતો, એટલે બેવઝુની સ્થીતીમાં એવું મુબારક નામ મ્હારાથી કેમ લેવાય ?

મોઅમેનો ! કેટલો એહતેયાત ! કેટલો પરહેજ ! હઝરત રસુલ સ૦ ના મુબારક નામની કેટલી કદર ??!!



# હીકાયત ૫૮ મી.



લખે છે કે એક અમીરે પોતાના છોકરાની તાલીમ (શીક્ષણ) માટે એક ઉસ્તાદને (શીક્ષકને) રોકયો, તેની પાસે લાંબો સમય તાલીમ પામ્યા બાદ છોકરાએ કહ્યું કે મ્હારો બાપ મોહટો અમીર છે પરંતુ તમારી જોઇએ તેવી કદર બુઝ તો નથી તેથી હું દીલગીર છું. આપ મહેરબાની કરીને મને એવો કોઇ રસ્તો દેખાડો કે જેથી હું દીન દુન્યાની આફતોથી બચું. ઉસ્તાદે કહ્યું જો બન્ને જહાનની (દીન

દુન્યાની) આફતોથી બચવા ચાહતો હોય તો ખામોશી (ચુપ રહેવા)માં બન્ને જહાનની સલામતી છે, હજરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ ફરમાવ્યું છે કે **"મને સકત સલમ, વ મને સલમ ફકદ નજા"**—(જે ચુપ રહયો તે **સહીસલામત** રહ્યો તે ખરેખર સર્વ આફતોથી બચ્યો.) અને તેઓએ ફરમાવ્યું છે કે **"અલ બલાઓ મોવક્કલુને બિલે મનતિકે"**—(સર્વે આફતો—સંકટો બોલવાથી આવે છે) જો કોઇ બેદીનીની વાત મોંહમાંથી નીકળી તો ઇમાનમાં નુકશાન થયું અને અને જો કોઈને બુરૂ ભલું કહ્યું તો માર ખાધી. તે છોકરાએ ઉસ્તાદની આ અમુલ્ય શીખામણો પોતાના મન ઉપર લખી દીધી અને તે વખતથી તદ્દન ચુપ રહેવા લાગ્યો. કોઇ તેને બોલાવતો તો તેને ઉત્તર આપતો નહીં. એટલે સુધી કે તે ગુંગો અને બોબડો છે એમ ચારે તરફ કહેવામાં આવ્યું. તેના બાપ (અમીર)ને ખબર પડી ત્યારે તે સાંભળીને ઘણે દીલગીર થયો, તેણે તેને બોલાવવાના ઘણા પ્રયત્નો કીધા પણ તે છોકરો બોલ્યો નહીં, એક વખત તે અમીર તે છોકરાને લઇને જંગલમાં શીકાર કરવા માટે ગયો, એટલામાં એક જાનવર બોલ્યું, તેના બોલતાંજ તે કયાં છે એ તલાશ કરી અમીરે તેને મારી નાંખ્યું જ્યારે તે જાનવર છોકરાની સામે મુકવામાં આવ્યું ત્યારે તેનું મન ભરાઇ આવ્યું અને એકદમ તે બોલી પડયો કે મુર્ખ જાનવર ! શામાટે બોલ્યું ? જો ન બોલ્યું હોત તો તને કયાંથી મારત? છોકરાના આ શબ્દો સાંભળી અમીર અને તેના સાથી ઘણા ખુશ થયા અને અમીરને મુબારકબાદીયો આપવા લાગ્યા. પછી છોકરાને બીજીવાર બોલવા કહ્યું તે બોલ્યો નહીં. આથી અમીરને ઘણો ગુસ્સો ચઢયો, તેણે તરતજ તેનાં લુગડાં ઉતારી માર મારી

કતલ કરવાનો હુકમ આપ્યો, તે વખતે છોકરાએ કહ્યું છે કે 'જે ચુપ રહયો તે સહીસલામત રહયો અને જે બોલ્યો તે માર્યો ગયો.'



# ❋ હીકાયત ૫૯ મી. ❋



એક ઉસ્તાદ પોતાના શાગીર્દોને વારંવાર કહેતો હતો કે 'જીભ તે ખરા સીપાહીની તલવાર સમાન છે,' સીપાહી તલવારને વારંવાર કાઢતો નથી પરંતુ જ્યારે તેને મ્યાનમાંથી કાઢયા વિના છુટકોજ ન હોય એવો વખત આવે છે ત્યારેજ મ્યાનમાંથી કાઢે છે. માટે તમારે પણ જીભને જયારે બોલ્યા વિના ચાલતુંજ ન હોય અને નહીં બોલવાથી નુકસાનનો સંભવ હોય ત્યારેજ જીભનો ઉપ્યોગ કરવો નહીં તો તેને મોંહની મ્યાનમાં રાખવી બેહતર છે.



# હીકાયત ૬૦ મી.



(સાચી દોસ્તી છોકરાઓમાં પણ કેવી હોય છે? તે દેખાડવા માટે આ હીકાયત લખું છું) એક વખત એક અમીરનો છોકરો અને એક ગરીબનો છોકરો કોઇ મદરેસામાં સાથે પડતા હતા, ગરીબના છોકરાને પેલા અમીરઝાદા સાથે એવી મોહબ્બત થઇ ગઇ હતી કે તેને દેખ્યા વિના તેને ચૈન પડતું નહીં એક વખત અમીર મદરેસામાં આવ્યો અને સર્વે છોકરાઓની સ્થીતી પુછી. આ છોકરો

ગરીબ હતો તેથી તેને અમીરોના છોકરાઓ સાથે ન પઢવા દેવાના હેતુ થી મદરેસામાંથી ઉઠાવી લેવાનો હુકમ આપ્યો. જ્યારે આ ગરીબ છોકરો પેલા અમીરઝાદાથી જુદો પડયો ત્યારે તેના મન ઉપર ઘણું લાગી આવ્યું. અને આખરે તેજ જુદાઇના દુઃખથી માંદો પડયો, અમીરના છોકરાને ખબર પડવાથી તેને પુછાવ્યું કે કેમ કેવો હાલ છે? ગરીબના છોકરાએ કહેવરાવ્યું કે ત્હારી જુદાઇના કારણથી માંદો છું અને ત્હારી જુદાઇના કારણથી મન તડપ્યા કરે છે. શરીર અહીં છે અને જીવ ત્યાં છે. અમીરના છોકરાને આ સંદેશો મળતાં તેણે કહેવરાવ્યું કે ત્હારૂં મન મ્હારા માટે તડપે છે તો અહીં કેમ મ્હારી પાસે મોકલતો નથી ? ગરીબના છોકરાએ સંદેશો લાવનાર માણસને કહ્યું કે તું ઉભો રહે થોડીવાર પછી અંદર આવી રૂમાલ ઢાંકેલી થાળી લઇ જજે. થોડીવાર પછી પેલો માણસ રૂમાલ ઢાંકેલી થાળી અમીરઝાદા પાસે લઇ ગયો. અમીરઝાદાએ રૂમાલ ઉંચો કરી જોયું તો તેમાં તેનું તડપતું મન—દિલ હતું. તરતજ તે ઘણો પસ્તાયો અને તેની ખબર કાઢવા માટે માણસ દોડાવ્યા. ખબર મળી કે તે દીલ કાઢી આપ્યાથી મર્ણ પામ્યો છે.

કેમ કેવી સાચી પ્રીતિ ? શું આવી મીત્રાચારી આ સમયમાં કોઇને હશે ?



## હીકાયત ૬૧ મી.



(દુન્યા જેને હલકી વર્ણનો અને નીચ ગણે છે તેતો તેની રી-યાઝત અને ઇબાદતના કારણથી **અલ્લાહ**ના સર્વોપરી દરગાહમાં કેટલો

દરજ્જો અને મરતબો હોય છે તે દેખાડનારી બે ત્રણ હીકાયતો લખું છું ) એક વખત હઝરતે ઇબ્રાહીમ અ૦ ગરમીની મોસમમાં સેર કરવા માટે જંગલમાં ગયાં. તેઓને ગરમી સખત હોવાથી તરશ લાગી તેથી ઘણું પાણી શોધ્યું પણ મળ્યું નહીં એટલામાં તેઓની નજરે એક હબસી બકરાં ચરાવતો દેખાયો. હઝરતે ઇબ્રાહીમ અ૦ 'સલામુન અલયક' કીધી હબશી એ સલામનો ઉત્તર 'વઅલયકો મુસ્સલામ ' યા ખલીલુર રહમાન' આપ્યો. હઝરતે ફરમાવ્યું કે મને ઘણી તરશ લાગી છે, થેડું દુધ પીવરાવ કે તરશ મટે. હબશીએ કહ્યું ઠંડુ પાણી લાવું કે દુધ? હઝરતે ફરમાવ્યું આ જંગલમાં ઠંડુ પાણી કયાં હશે? દુધજ ઠીક પડશે. હબશીએ તરતજ પોતાની ડાંગ પર્વત ઉપર મારી તો તેમાંથી ઠંડા પાણીનો ઝરો વહેનો શરૂ થયો. આપે આશ્ચર્ય પામી તે પાણી પીધું. હૈરત અને અચંબાના કારણથી કદી તેઓ હબશી સામે અને કદી આકાશ સામે જોતા હતો. હબશીએ કહ્યું યા ખલીલુર રહમાન ખુદાની કુદરત ઉપર અચંબો પામો છો? જો હું અલ્લાહના હુકમથી આ પર્વતને પોતાની જગ્યાએથી ખશી જવાનું કહું તો ખશી જાય. પછી હઝરતે ઇબ્રાહીમ અ૦ પાસેના પર્વતને પવનમાં અદ્ધર લટકતો જોયો. હઝરતે ઇબ્રાહીમ અ૦ ઘણો આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યાં કે હલકાં વર્ણના માણસની ખુદાના દરબારમાં આટલી બધી કદર છે! પછી તેઓ ખુદાનો હમ્દ ( સ્તુતી ) અને સના ( વખાણ ) કરવામાં મુશગુલ થયાં,

હાફિઝનો શેઅર છે કે—

**ખાક સારાને જહાંરા બહિકારત મનિગર ***
**તુ ચેદાની કે દરીં ગર્દ સવારે બાશદ***

દુન્યામાં ખાક સાર-નિર્ધન—ગરીબ અને હલકાં ગણાંતા માણસો પ્રત્યે ધિક્કાર યુક્ત જો નહીં, તને શો ખબર છે કે આ વંટોળીઆમાં અસવાર હશે.

# ✻ હીકાયત ૬૨ મી. ✻

લખે છે કે કોઇ માણુસ ગુલામ ખરીદવા માટે ગયો, તેણે એક ગુલામને પસંદ કરીને પુછયું કે તુ મારી પાસે રહેવા રાજી છે ? તેણે કહ્યું એમાં ગુલામને શો વાંધો છે ? ખરીદારે પુછયું ત્હારૂં નામ શું છે ? તેણે કહ્યું જે નામથી મ્હારો આકા બોલાવે તે મ્હારૂં નામ. ખરીદારે પુછયું તું શું ખાય છે ? તેણે કહ્યું જે ખવરાવો તે. આ સવાલ જવાબથી ખુશ થઇ તેણે તે ગુલામને વેચાતો લીધો. ગુલામે અરજ કીધી દીવસના સમયમાં આપને મ્હારી પાસેથી જેટલી મજુરી લેવી હોય તેટલી લેજો પણ રાતના સમયે મને છુટો મુકજો. ખરીદારે આ શરત કબુલ કીધી. પછી તે ગુલામ હમેશાં દીવસનું કામ કરી રાતના કોઇ જગ્યાએ ગૈબ થઇ જતો, એક દીવસ તેના માલિકને એવો વિચાર આવ્યો કે ગુલામ રાતરે કયાં છુપી જાય છે તે તપાસવું જોઇએ આવા વિચારથી તે એક રાતરે તેની તપાસ કરવા નીકળ્યો, કોઇ જગ્યાએ તેનો પત્તો લાગ્યો નહીં, પાછાં આવતાં તેણે એક ખંડેર અને ઉજડ ઘરમાં રોશની જોઇ તેથી તે તે તરફ ગયો અને જોયું તો તેનો તેજ ગુલામ ખુદાની ઇબાદત માં મશગુલ હતો. નમાઝ દુઆદીથી ફારેગ થઇ તે ખુદાની દરગાહમાં આરયઓ ઝારી કરવા લાગ્યો. તેનો આકા આ હાલ જોઇને તેના

કદમો ઉપર પડી ગયો. ગુલામે ખુદાની દરગાહમાં દોઆ કીધી કે યા અલ્લાહતઆલા ! અત્યાર સુધી મ્હારા આ હાલને કોઇ જાણતું હતું નહીં. પરંતુ હવે ખબર પડી માટે જીવવામાં અને ઇબાદત કરવામાં મઝા રહયો નહીં. અને આ હસ્તીના કેદખાનામાંથી મુક્ત કર, તરત જ તેની રૂહ પરવાઝ કરી ગઇ.



# હીકાયત ૬૭ મી.



લખે છે કે હઝરતે લુકમાન અ૦ શરીરે કાળાં પણ મનના ઉજળા અને નુરાની હતાં, તેઓની ખુદા પરસ્તી અને હીકમત તો મશહુર છે. કેટલીક રીવાયતો એમ પણ કહેછે કે તેઓ પૈગમબર હતા. ખૈર. તેઓ કોઇ મસલેહતના કારણથી એક જણાને ત્યાં ગુલામીમાં રહયાં હતાં. તે માણુસે તેઓને એક ખેડુતને ત્યાં વેચી નાંખ્યા તેઓ આખો દીવસ તે ખેડુતના કામમાં હાજર રહેતાં. અને રાતરે ઇશાની નમાઝ પડી પોતાના માલીકને સુવાડી એકાંતમાં ખુદાની ઇબાદતમાં મશગુલ થતાં. જ્યારે અર્ધી રાતનો સમય થઈ જતો ત્યારે તેઓ પોતાના આકાને ઉઠાડીને કહેતાં કે હે ! આ શું આ વખત ગફલતથી સુઈ રહેવાનો નથી, જન્નતને પ્રકાર પ્રકારના શ્રણગારથી શ્રણગારવામાં આવીછે. દોઝખની અગની જોશભર સળગી રહી છે. અને અલ્લાહની મહેરબાની અને કૃપા મગફેરત (મુક્તિ) કરવાની વાટ જુવે છે, તો જે કોઇ આ વખતે તેની દરગાહમાં ગીરયઓઝારી કરશે તેને નજાત મળશે. તેઓનો આકા કહેતો કે હે ગુલામ અત્યારમાં સુઇ રહેવા દે, પછી જોઇ લેવાશે, અલ્લાહ તઆલા ગફુરુર

રહીમ છે. ઇબાદત કરનારાને અને નહીં કરનારાને બન્નેને બક્ષે છે. આમ દરરોજ થતું, એક વખત તેમના માલિકે તેમને ખેતરમાં જવ રોપવા માટે આપ્યાં. હઝરતે લુકમાને ખેતરમાં ચણાં રોપી દીધાં, જ્યારે માલિક ખેતરમાં જોવા માટે આવ્યો ત્યારે જવને બદલે ચણા જોઇને બોલ્યો કે મેં તને જવ રોપવા આપ્યા હતા કે ચણા ? હઝરતે લુકમાને કહ્યું અલ્લાહ કાદિર ( સર્વ શકતીમાન ) નથી કે જવ રોપ્યા હોય અને ચણા ઉગાડે ? માલિકે કહયું બેશક તે કાદિર છે, પણ જવ રોપવાથી ચણા થતાં નથી. હઝરતે લુકમાને કહ્યું કે તો આકા એ દ્રષ્ટાંતથી શીખામણ લ્યો કે જયારે તમે ગફલતની ઉંઘ ઉંઘશો ત્યારે જન્નતની નેઅમતો કયાંથી પામશો ?

સત્ય છે કે—

**ગંદુમ અઝ ગંદુમ બેરોયદ જવ ઝેજવ***
**અઝ મોકાફાતે અમલ ગાફિલ મશવ***

ઘઉંથી ઘઉ અને જવથી જવ ઉગે છે એવીજ રીતે જેવી કરણી તેવી પાર ઉતરણી છે. શાએર કહેછે કે પોતાના અઅમાલના બદલાથી ગાફિલનથા.



## હીકાયત ૬૪ મી.

એક વખત એક માણુસ બજારમાં લૌંડી ખરીદવા માટે ગયો, ત્યાં તેણે કદરૂપી અને બદસુરત જેને કોઇ ખરીદતું નહતુ એવી લૌંડી જોઇ, તેની પાસે તેણે જઇને પુછ્યું કે તું અમારે ત્યાં રેહેવા રાજી છો ? તેણી લગાર હંસી તેથી તે માણુસના ગનમાં એવો વિ-

ચાર આવ્યો કે આતો ગાંડા જેવી છે, તરતજ તેણીએ કહ્યું કે મને ગાંડી સમજતો નહીં આથી પેલો માણુસ અચંબો પામ્યો અને પુછ્યું કે તને મ્હારા મનની કેવી રીતે ખબર પડી ? તેણીએ કહ્યું મનની વાત બતાવનારો સર્વે છુપી વાતોને જાણુનાર ખુદા છે એથી શું તું અચબો પામે છે ? આથી તે માણુસ ખુશ થયો અને તેને ખરીદીને ઘેર લાવ્યો. ઘેર આવતાંજ તેણીએ કહ્યું કે હે ! આકા થોડું કુરઆને શરીફ તો પડો, આકાએ કુરઆને શરીફ ખોલ્યું અને બિસ્મિલ્લાહ પડયો એટલામાં તો તેણી સાંભળીને ચીસ પાડી બેહોશ થઇ ગઈ. જયારે હોશમાં આવી ત્યારે કહેવા લાગી કે ' **અલ્લાહ** ' એ નામ કેવું પ્યારૂં છે ! ! કુરબાન એ નામ ઉપર ! ! અર્થાત રાત પડી ત્યારે તે માણુસે કહ્યું કે મ્હારી પથારી લાવી અહીં બીછાવો લોંડીએ કહ્યું ! હે ! આકા ! રાહત અને આરામ જન્નતમાં છે, દુન્યા એ સંકટોનું ઘર છે આરામ લેવાનું ઘર નથી, જે માણસ સુતો તેણે સરવે નેઅમતો ખોઇ. કયાં એછું સુઇ રહેવાનું છે, કબરમાં કયામત સુધી સુઇ રહેજો ને ! આકાએ કહયુ થોડું ઘણું તો સુવું જોઇયે. લોંડીએ કહયું હે ! આકા ઇન્સાફ કરવો જોઇયે કે જેનો **માલિક જાગે તે કેવી રીતે પગ પસારી સુઇ રહે? જે માલિક હરવખત હાજર હોય અને સર્વે બાબતોને જોતો હોય તેનો ગુલામ કેવી રીતે ગેરહાજર રહે ? એ માણસને હું પસંદ કરતી નથી કે જે દીવસને ખાવા પીવામાં ગાળે અને રાતને નીંદ્રામાં પસાર કરે !**

# હીકાયત ૬૫ મી.

લખે છે કે અબ્દુલ્લાહ ઇબ્ન મુબારકે એક ગુલામને એ શરતે છુટો મુકયો કે દરરોજ એક દિરહમ લાવી આપે અને અમુક દિરહમોની રકમ પુરી થાય એટલે તે છુટી જાય. આ શરત પ્રમાણે તે ગુલામ તેમને દરરોજ એક દીરહમ લાવી આપતો, કોઇ માણસે અબદુલ્લાહને કહયું કે તમારો ગુલામ કફન ચોર છે અને કફનને વેચીને તમને દિરહમ આપે છે, જો તમને ખાતરી થતી નહોય તો રાતરે ફલાણા કબરસ્તાનમાં જઇને જોજો. આ સાંભળીને તેમને ઘણો ગુસ્સો આવ્યો અને ખાતરી કરવા માટે રાતરે કબ્રસ્તાનમાં ગયાં. તો શું જુવે છે કે તે ગુલામ એક કબરને ખોલી તેમાં દાખલ થયો. અબદુલ્લાહને ખાતરી થઇ ગઇ કે ખબર આપનારે સાચી ખબર આપી છે, પછી તેઓ તેની પાસે ગયાં તો તે કબર હતી નહીં પણ એક ઉંડો ખાધો હતો, તેમાં પેલો ગુલામ સારાં સ્વચ્છ કપડાં પહેરી દીવો સળગાવી ખુદાની ઇબાદતમાં મશગુલ હતો. આ જોઇને અબદુલ્લાહ છક થઇ ગયાં. સવાર પડતાં તે ગુલામે સીજદો કરી દોઆ માંગી કે યા અલ્લાહ તઆલા મ્હારો માલિક દિરહમ માંગશે તે આપવાની ફીકર છે માટે રજા લઉં છું તરતજ ગૈબથી તેની પાસે એક દીરહમ આવી પડયું. તે લઇને તે ગુલામ બહાર નીકળ્યો અને તે ખાડાના મોંહને કબરના ઘાટનું બનાવી દીધું. અબદુલ્લાહ તેને પગે પડયો. ગુલામે દોઆ દીધી કે અત્યાર સુધી મ્હારો ભેદ તુંજ જાણતો હતો હવે મ્હારો ભેદ ખુલી ગયો છે, મને આ દુન્યામાંથી ઉપાડી લે. તરત તેની દોઆ કબુલ થઇ અને તેની રૂહ જન્નતમાં પરવાઝ કરી ગઇ.

---

# ❋ હીકાયત ૬૬ મી. ❋

લખે છે કે એક વખત 'ઝુન્નુન મીસરી' જાજરૂ માટે શેહરની બહાર નદીના કીનારે ગયાં. જ્યારે પાછા આવવા લાગ્યા ત્યારે શેહર-ની આગળના એક મોહટા ઘરમાં ખુબ સુરત જવાન છોકરી ઉભેલી જોઈ, ઝુન્નુન મીસરીએ તેની બુદ્ધિની પરિક્ષા કરવા માટે સવાલ ક-ર્યો કે તુ કોણ છે? તેણીએ કહ્યું કે હે! ઝુન્નુન! જ્યાં સુધી તમે તહારત કીધી હતી નહીં ત્યાંસુધી હું તમને દીવાના સમજતી હતી. અને જ્યારે તમે તહારત કીધી ત્યારે હું તમને આલિમ સમજી અને તે પછી તમને આરિફ સમજી, પરંતુ હવે ભેદ ખુલી ગયો કે તમે ન દીવાના છો ન આલિમછો ન આરિફ છો. ઝુન્નુન મીસરીએ પુછયું કે એ કેવી રીતે! તેણીએ કહયું કે જો તમે દીવાના હોતતો તહારત નકરત અને જો આલિમ હોતતો ગૈર મેહરમ (પારકી સ્ત્રી) ઉપર નજર ન નાંખતે અને જો તમે આરિફ હોત તો તમા-રા ધ્યાનમાં ખુદાએ બર હકની જાત શીવાય બીજો કોઈ ખ્યાલ હોત નહીં.

ખરેખર આ યુવતીએ આટલાં ટુંકા સંક્ષેપ્તમાં આલિમ અને આરિફની પુરેપુરી વ્યાખ્યા વર્ણવી દીધી છે.

# હીકાયત ૬૭ મી.

ઝુન્નુન મીસરી કહેછે કે એક વખત હું હરમે મોહતરમમાં

ગયો તો જોયું કે એક હબશી ગુલામ અલ્લાહની ઈબાદત કરે છે. જ્યારે તે અલ્લાહનો ઝીકર ( રટણ ) કરે છે ત્યારે તેનો ચ્હેરો નુ-રાની—પ્રકાશિત બની જાય છે અને જ્યારે તે ચુપ રહે છે ત્યારે તેનો રંગ મુળ સ્થીતિ ઉપર આવી જાય છે. મેં તેને એમ થવાનું કારણ પુછયું. તેણે કહયું જ્યારે અલ્લાહનો ઝીકર કરૂંછું ત્યારે તેની બરકતથી મ્હારો ચ્હેરો પ્રકાશિત બની જાય છે અને જ્યારે ચુપ ર-હુંછું ત્યારે તેનો રંગ મુળ સ્થીતિમાં આવે છે.



# ✲ હીકાયત ૬૮ મી. ✲



એક માણસ બહોળા કુટુંબવાળો પરંતુ ઘણોજ નેક અને પર-હેજગાર હતો. તે પોતાની ગરીબી ઉપર ખુદાનો શુકર કરતો હતો. તેની ઔરત ઘણીજ ભુંડા બોલી અને ના શુકરી ( અપકારી ) હતી. એક વખત તે આખા કુટુંબને બે ત્રણ દીવસ સુધી લાગ લાગટ ખાવા મળ્યું નહીં તેથી તેની ઔરતે કંટાળીને કહયું કે બાલબચ્ચાં ભુખે મરે છે અને તમે તો આળસુ થઈ હાથ પગ જોડી બેઠાં છે, જાઓ કાંઇ કમાઈ આવો અને આ ભુખની મુસીબતથી અમને છો-ડાવો પરહેજગાર શખ્સે કહયું સવારમાં મજુરોની ભેગો જઇ, મજુ-રી કરી લાવીશ અલ્લાહની ખાતર હમણાં મને ન સતાવ; નહીં તો મોહલ્લાવાળા આગળ નકામો આપણો ભેદ ખુલીજશે, સવાર પડતાંજ તે મજુરોની ભેગો જઇને બેઠો, સરવે મજુરીએ ગયાં પણ આને કોઇ મજુરીએ લઈ ગયું નહીં. આથી તે બીચારો લાચાર થઈ

જંગલમાં ચાલ્યો ગયો અને ઇશાની નમાઝ સુધી ખુદાની ઇબાદતમાં મશગુલ રહયો, અને પછી રાતરે છાનો માનો ઘરમાં જઇ સુઈ ગયો કેમકે જોસ્ત્રી ખાલી હાથ આવવાનું જાણશે તો કોણ જાણે શી આફત મચાવશે ? સવારમાં બીજે દીવસે મજુરીએ જવાનો નિશ્ચય કીધો. એટલામાં ઔરતે જાણ્યું કે મીયા આવ્યા છે તરતજ બુમો પાડવા લાગી કે અત્યાર સુધી કયાં સંતાઇ ગયાં હતાં, શું કમાઇ લાવ્યા ? લાવ્યો આ બચ્ચાં ભુખે મરે છે. તેણે કહ્યું શાંત થા, ગહેરબાની કરી તોફાન ન મચાવ. જેની મજુરી કરવા ગયો હતો તેણે આવતી કાલે મજુરી આપવાનો વાયદો કરયો છે. સવારમાં વળી મજુરોના ઠેકાણે ગયો પણ પહેલાં દીવસની જેમ તેને કોઇ મજુરીએ લઈ ગયું નહીં, તેથી તે પ્રથમની જેમ જંગલમાં ઈશાની નમાઝ સુધી ખુદાની ઇબાદતમાં મશગુલ રહયો. મોડી રાતરે આવીને છાનો માનો સુઇ ગયો. સ્ત્રીએ જાણ્યું કે તરત કહયું કે બન્ને દીવસની મજુરી ભેગી લાવ્યા છો ને ? આ સાંભળી તેઓએ કહયું કે તેણે આવતી કાલે ત્રણે દીવસની મજુરી સાથે આપવાનો વાયદો કર્યો છે આ સાંભળતાંજ તે સ્ત્રી ઘણીજ ગુસ્સે થઇ ગઇ અને બોલી કે જો તમારૂં ભલું ચાહતા હોતો કાલે ત્રણે દીવસની મજુરી ભેગી લાવજો અને નહીં તો મને તમારૂં મોઢું દેખાડતાં નહીં. ત્રીજે દીવસે પણ તેઓ મજુરી ન મળવાથી જંગલમાંજ ગયાં અને ખુદાની ઈબાદતમાં મશગુલ થયાં. ઘરમાંથી નીકળતી વખતે તેમની સ્ત્રી તેમને મજુરીના પૈસા ભરવા એક થેલી આપી હતી તેમાં તેઓએ મોડી રાત થઈ ત્યારે રેત ભરી દીધી અને મનમાં કહયું કે આમાં પૈસા છે એમ સ્ત્રીને કહી શાંત કરી સવાર પડતાં પેહેલાં તો પાછો અહી આવીને રહીશ. જયારે તેઓ ઘર આગળ પહોંચ્યા ત્યારે તેમના મન-

માં ઓરતના મ્હેણાંનો એવો ભય બેઠોકે પાછા ફરવાનો વિચાર કરતાં હતાં એટલામાં ઘરમાંથી એક પ્રકારની અનુપમ ખુશબો ( સુગંધી ) આવતી લાગી, આ ખુશબો સુંઘીને તેઓ વિચારમાં પડીગયાં કે ઘર માં આજ કેટલાંક દીવસથી ખાવાનું ઠેકાણું નથી અને આવી ખુશબો ક્યાંથી ? એટલામાં તેમની ઔરત ખુશ થતી થતી બહાર નીકળી અને બોલી કે અંદર આવો. અને જે બન્યું તે સાંભળો. ખરેખર તમે સાચા હતા અને તમને મજુરી આપનારો પણ સાચો અને પ્રમાણિક છે. વાત એ છે કે હું બાલ બચ્ચાંઓને શું ખવરાવવું અને ક્યાંથી લાવવું એ ફિકરમાં બેઠી હતી એટલામાં કોઇએ બારણાની સાંકળ ખખડાવી. હું ગઇ તો મેં એક સબ્જપોશ અસ્વાર ઉભેલો જોયો તેણે કહયું કે ત્હારા ધણીની ત્રણ દીવસની મજુરી લે, અને તેને કહેજે કે તેં જેટલી મજુરી કીધી તેટલી મજુરી તને મળી. જો હજુ વધારે મજુરી કરત તો વધારે મળત. જુઓ આ થાળછે કે તેની ખુશબો આ ઘરમાં પ્રસરી ગઇ છે. અને આ પચાસ દીરહમ છે લ્યો સંભાળી લ્યો. આ જોઇને તે પરહેજગાર શખ્સ રડતો હતો અને ખુદાનો શુકર કરતો હતો. પોતાના ધણીને ખુશ થયાને બદલે રડતો જોઇને તેણી આશ્ચર્ય પામી કારણ પુછવા લાગી. તેમણે સરવે હકીકત કહી સંભળાવી અને કહ્યું કે હું કોઇની મજુરી કરવા જતો નહતો પણ એ માલિકની જંગલમાં મજુરી કરતો હતો તેનો આ બદલો છે. હે ! ઔરત ત્હારી બ્હીકથી મેં તેં આપેલી થેલીમાં રેત ભરી હતી. જે હવે હું ખાલી કરી નાખુછું. તેઓ જેવી તે થેલીને ખાલી કરવા જતાં હતાં તેવાંજ તેમાંથી લીલાં જ-

બાહેર નીકળ્યાં. આ જોઇને ધણી જોરૂ બન્ને છક થઈ ગયાં અને ખુદાનો શુકર બજાવી લાવ્યા.

વાંચકો ! ખરેખર તવક્કલનો એજ મઝા છે ! !

---

## હીકાયત ૬૯ મી.

---

લખે છે કે એક વખત ઝુન્નુન મીસરી હજે જવા માટે કસ્તીમાં સવાર હતાં અને તે કસ્તીમાં ગરીબ તવંગર તથા સોદાગર સરવે પ્રકારના લોક હતાં એટલા માં એક વેહપારીનું એક મોતી ખોવાઇ ગયું. તે કસ્તીમાં એક ફાટેલા તુટેલાં કપડાં પહેરેલો ગરીબ દેખાતો એક માણસ હતો તેના ઉપર સર્વેને વ્હેમ આવ્યો. અને તેની ઝડતી લેવાનો વિચાર કર્યો. તે માણસે સમજી જઇ ખુદાની દરગાહમાં આજીઝી કરી દોઆ માંગી કે હે ! પરવરદિગાર ! મ્હારી આ વખતે આબરૂ રાખવી ત્હારે હાથ છે. આ દોઆ માંગવી કે તરતજ એક માછલી તે મોતીને પોતાના મોંહમાં લઇને દરિયાની સપાટી ઉપર આવી કસ્તીની આસપાસ ફરવા લાગી અર્થાત તે વ્હેપારીનું તે મોતી મળી ગયું.

સાચાં અંતઃકરણ પુર્વકની દોઆ બેશક કબુલ થાય છે.

---

## હીકાયત ૭૦ મી.

---

લખેછે કે કોઇ શેહરમાં કોઈ ધણી જોરનુ જોડું ઘણુંજ ગરીબ

રહેતું હતું. પરંતુ તેઓ બન્ને પરહેજગાર હતાં. દુઃખ સુખના દીવસો અલ્લાહના શુકરાના બજાવી લાવી ગાળતાં હતાં એક વખત ત્રણ ચાર દીવસ લગી તેમને ખાવાનું મળ્યું નહીં. તેથી ધણીએ પોતાની સ્ત્રીને કહયું કે ત્રણ દીવસથી આપણે ત્યાં દેવતા સળગ્યો નથી તેથી આડોશી પાડોશી આપણી હાલતને જાણી ન જાય એટલા માટે દેવતા સળગાવી રાખો; તરતજ તે સ્ત્રીએ પોતાના ધણીની આજ્ઞા મુજબ ચુલામાં દેવતા સળગાવ્યો. અને પોતે શુકર કરતી કોરાણે બેઠી. એટલામાં પડોશમાંથી કોઇ ઓરત દેવતા લેવા આવી તેણીએ કહયું કે આ રોટલીઓ નક્કામી બળી જાય છે, કાઢી કેમ નથી લેતાં તે ઓરત તરત દોડી ગઇ, તો આખા તન્નુરમાં રોટલાજ રોટલાંજ થઇ રહયાં હતાં, તે વખતે તેણી ઘણી આશ્ચર્ય પામી પણ મોહથી કાંઇ બોલી નહીં. સાવચેતીથી સર્વે રોટલાં બહાર કાઢી પોતાના ધણીના શેવામાં લઇ ગઇ, અલ્લાહની આવી મહેરબાની માટે તેઓ બન્ને જણાં તેનો શુકર બજાવી લાવ્યા. અને બે ત્રણ દીવસના ફાકા તેવડે તોડયા. એક દીવસ તે ઓરતે પોતાના ધણીને કહયું કે તમે અલ્લાહની દરગાહમાં કોઇ એવી દોઆ કરો કે તે આપણને કોઇ એવી વસ્તુ આપી દીયે કે આ દુન્યાની જંજાળમાંથી મુકત થઇયે, તેણીના ધણીએ કહયું કે તે ખુદા આપણી સર્વે હાલતને જાણે છે, તેનાથી કાંઇ છુપું નથી, તે પોતાની મસલેહત મુજબ કરે છે. દોઆ કરવાની શી જરૂર છે ? તેને આપવું હશે તો દોઆ કર્યા વિના આપશે ! તે ઓરતે ઘણો હઠ લીધો તેથી એક વખત અરધી રાતના એકાંતમાં તેણે બેરકઅત નમાઝ પઢીને ખુદાની દરગાહમાં દોઆ કીધી કે હે પરવરદિગારા આ ત્હારા ગુલામને ત્હારા જેવા મહેરબાન માલિક પાસે કોઇ વાતની અરજ કરવાની જરૂર નથી કેમકે તું સર્વે

કાંઇ જાણે છે અને સરવેને તેની ગુંજાશ અને ભલાઇ મુજબ આપે છે પરતુ ત્હારી લૌંડી મને આજીજી કરે છે તેજ ત્હારી દરગાહમાં માગુછું કે જો ત્હારી મસલેહત અને મરજી હોય તો તેની ઉમેદ પુરી કર; તરતજ એક ગોખલામાંથી એક હાથ નીકળ્યો અને તેમાં એક પ્રકાશિત અને ચકચકિત ઝવેરાત હતું. જેના પ્રકાશથી તે આખું ઘર ઝગઝગી ગયું હતું. આ ઝવેરાત તેણે તેમાંથી લઇ લીધું અને તે હાથ અદ્રષ્ય થઈ ગયો. તે ખુશ થતો થતો પોતાની ઓરતને જગાડી ખુશ ખબરી આપવા માટે ગયો, તેણે તેણીને કહયું કે ઝટ જાગ, ખુદાએ ત્હારી ઉમેદ પુરી કીધી. તેણી ગુસ્સે થતી થતી ઉંઘમાંથી જાગ્રત થઇ બોલી કે મને નાહક શા માટે જગાડી? હું કેવી મઝાથી કેવું સારૂં જન્નતનું સ્વપ્નું જોતી હતી? કે તેમાં એક લીલાં જવાહેરાતનું એક ઘર પ્રકાર પ્રકારના શ્રણગારથી સજેલું હતું, અને તેનો પ્રકાશ એવો હતો કે તેની આગળ સુર્યની તો કાંઇ વિસાદજ નથી. હું તો એ જોઇને છક્કજ થઇ ગઇ હતી, મેં પુછ્યું કે આ મેહલ કોને મળશે! કોઇએ જવાબ આપ્યો કે તને અને ત્હારા ધણીને; આ સાંભળીને હું ઘણીજ ખુશ થઇ ગઇ અને ખુશીના અનેક તરંગો કરવા લાગી એટલામાં તે ઘરમાંનું એક મોતી ખોવાઇ ગયું અને તેથી તે ઘરનો પ્રકાશ ઝાંખો પડી ગયો; મેં પુછ્યું આશું થયું? કોઇએ જવાબ આપ્યો કે તેમાંનું એક મોતી ત્હારી ઇચ્છા પ્રમાણે દુન્યામાં ગયું. દુન્યામાં તું જેટલી વધારે રાહત અને જેટલું વધારે સુખ મહાલીશ તેટલું સુખ અહીંયા ઓછું થશે. આ સાંભળી મેં દુન્યામાં સુખ પામવાનો વિચાર માંડી વાળ્યો એટલામાં તમે મને જગાડી. મ્હારો બધો મઝા ખરાબ કર્યો તમે પાછાં અલ્લાહના દરબા

રમાં અરજ કરો કે તે મોતી પાછું લઇને જન્નતના આપણા ઘરમાં પાછું લગાડી દીયે. કેમકે આ નાપાયદાર અને અસ્થિર દુન્યાની ખાતર હમેશાના અને નિરંતરના સુખના ઘરને અધુરૂ રાખવું એ મોહટી મુર્ખાઇ અને બેવકુફી છે, તેની ઇચ્છા પ્રમાણે તેણીના ધણીએ દોઆ કીધી તરતજ તે ગોખલામાંથી હાથ નીકળ્યો તેમાં તેના ધણીએ તે મોતી મુકી દીધું. અને તે જતું રહયું પછી તેઓ બન્ને મરણ સુધી ખુદાની ઇબાદતમાં મશગુલ રહ્યા.



## હીકાયત ૭૧ મી.



ઉમર બિન અબદુર રહેમાન કહછે કે એક વખત ઇદની રાતે એક પડોશી મ્હારી પાસે આવ્યો. અને તેણે કહયું કે સવારમાં ઇદ છે અને મારાં બાલબચ્ચા ઘણાં છે, તેઓને ઇદી આપવા માટે મ્હારી પાસે કાંઇ નથી. જો તમે મને કાંઇ મદદ આપી શકતા હોઓતો મોહટી મ્હેરબાની થાય. તેઓ કહેછેકે મ્હારા મનમાં દયા આવી અને એમ આવ્યું કે આ બીચારાની ઇચ્છા પુરી કરીશ તો અલ્લાહ મને તેનો બદલો આપશે તેથી મેં મ્હારા બચ્ચાઓને ઇદી આપવા માટે જે પચીશ દીરહમ રાખ્યાં હતાં તે તેને આપી દીધાં. કેટલાંક દીવસો પછી મ્હારી પાસે એક માણસ આવ્યો અને તે મ્હારા હાથ પગ ચુમવા લાગ્યો આ જોઇને હું ઘણો આશ્ચર્ય પામ્યો મેં તેને પુછયું કે તુ કોણ છે ? અને કેમ આવ્યો છે; તેણે કહ્યું કે હું તમારા પિતાજીનો ગુલામછું શેતાનના ભરમાવવાથી નાશી ગયો હતો. શરમના કારણથી મોઢુ દેખાડતો હતો નહીં. હવે મ્હારી પાસે પચીશ

રાતાં દીનાર છે તે લઇને તમે મને માફ કરો; હું તે દીનાર લઇને ઘેર આવ્યો અને ઘરવાળાઓને કહ્યું કે અલ્લાહતઆલાએ થોડાંજ વખતમાં પચીશ દિરહમને બદલે પચીશ રાતાં દીનાર આપ્યાં. મેં તરતજ તે ગુલામને આઝાદ કરી દીધો તે ખુશ થતો થતો ચાલ્યોગયો.

સત્ય કહ્યું છે કે—આ હાથે દે અને તે હાથે લે.



# * હીકાયત ૭૨ મી. *



બની ઇસરાઇલમાંનો એક ખેડુત ખેતરમાં જતી વખતે પોતાની ઓરતને કહેતો ગયો કે રોટલા કરીને ખેતરમાં લાવજે, અર્થાંત. જ્યારે તેની ઓરત રોટલાં કરી ખેતરમાં જવા લાગી, રસ્તામાં એક ગરીબ માણસને જોયો, તેણે સવાલ કરયો તેથી તેમાંથી એક કટકો તેને આપ્યો. પછી તે પોતાના ખોળામાંના પોતાના બાળકને કોરાણે મુકીને જંગલમાં જાજરૂ માટે ગઇ એટલામાં એક વરૂ તેના તે છો. કરાને ઉપાડી ગયું. જયારે પાછી આવી ત્યારે તેણે પોતાના છોકરાને વરૂના મોહમાં જોયું તરતજ ઝાર ઝાર રડવા લાગી અને ખુદાની દર- ગાહમા દોઆ કરવા લાગી કે પરવરદિગાર મ્હારા આ બચ્ચાને આ આફતમાંથી બચાવ. તરતજ આકાશમાંથી ઉડતું ઉડતું એક મોહટું જાનવર આવ્યું અને તે વરૂને ગળાથી પકડી તે ઓરતની રૂબરૂ લાવ્યું અને વાચા થવાથી બોલ્યું કે ત્હારા ખેરાતમાં આપેલા રો- ટલીના એક કટકા એ ત્હારા બાળકને બચાવ્યું છે તે બાળક તદન સહી સલામત હતું.



# ❊ હીકાયત ૭૩ મી. ❊

એક દુધ પીતાં બાળકવાળી એક ઔરત પાસે એક બચ્ચાંવાળી ઔરત આવી અને કાંઈ સવાલ કર્યો તે વખતે તે ઔરત પાસે કાંઈ હાજર હતું નહીં. તેથી તરત પોતાના બાળકનું પહેરણ ઉતારીને આપી દીધું અને કહ્યું કે મ્હારા છોકરાંને અલ્લાહ બીજું આપશે. તરતજ તે છોકરાના ગળામાં આકાશ ઉપરથી એક પ્હેરણ આવીને પડયું અને તે પહેરણ તેની આખી ઉમર ચાલ્યું, બીજું શીવડાવવાની જરૂર રહી નહીં. જેમ જેમ છોકરૂં મોહટું થએ જતું હતું તેમ તેમ તે પહેરણ પણ મોહટું થતું હતું. અને ગરમીયોની મોસમમાં ઠંડુ અને સરદીની મોસમમાં ગરમ રહેતું, ખરે જેઓ પોતાની હાજતોનું ધ્યાંન ન રાખતાં બીજાંઓની હાજતો પુરી કરે છે તેઓ એવોજ અનુપમ બદલો પામે છે.

# ❊ હીકાયત ૭૪ મી. ❊

લખે છે કે એક જંગલમાં એક લુંટારો રહેતો હતો તે કોઈ મુસાફરને તે જંગલમાં થઇ સહી સલામત પસાર થવા દેતો નહીં. બનવા કાળ તે રસ્તેથી એક ગરીબ મુસલમાન નીકળ્યો, તે તે જંગલના રસ્તાથી લગારે જાણીતો હતો નહીં. લુંટારાએ તેને જોયો કે તરતજ આવીને તેના ઘોડાની લગામ પકડીને કહ્યું કે જાણતો નથી કે આ રસ્તે થઇને કોઇ સહી સલામત જઈ શકતું નથી. મુસાફરે

કહ્યું તું મ્હારો સર્વે સામાન લઇ લે અને મને જવા દે. લુ
કહ્યુ એમ કદી બનનાર નથી. મુસાફરે કહ્યુ—ત્યારે તું મને
નમાઝ પઢવા જેટલો વખત આપ. પછી ત્હારે જે કરવું હોય તે
લુંટારાએ મોહલત આપી મુસાફરે બે રકઆત નમાઝ પઢી
દરગાહમાં દોઆ કીધી કે હે ! પરવરદિગારા ! આફતમાંથી
નારા ! આ લુંટારાથી ત્હારા વિના બીજો કોણ બચાવનાર છે
રતજ તેની દોઆ કબુલ થઇ. અને એક અસ્વાર તે તરફ
તેણે તે લુંટારાને મારી નાંખી મુસાફરને બચાવી દીધો. આ
મુસાફરે તે અસ્વારને વિનંતી કીધી કે આપ કોણ છો ? ક
થી આવો છો ? તેણે કહ્યું કે હું દસહજાર વર્ષથી અર્શની
હુંછું, જ્યારે કોઇ માણસ ખુદાની દરગાહમાં ફરિયાદ કરે છે
ખુદાના હુકમથી તરતજ તેની દાદે પહોંચુછું અને ઝાલિમ
રૂર માણસને તેની સજાએ પહોંચાડુછું.

ખરેખર ! કુરઆને શરીફમાં ફરમાવ્યું છે કે—" વલ
**અઝીઝુન ઝુન્તે કામ** "—અલ્લાહતઆલા ગણા મોહટો ઝ
બદલો લેનારો છે તે હક છે.



# હીકાયત ૭૫ મી.

માલિક બિનદિનાર કહે છે કે એક વખત હું હજ કરવા
હતો. રસ્તામાં મેં એક કાગડાને રોટલીનો કટકો લઇને જતો
તેથી મ્હારા મનમાં આવ્યું કે તે કયાં જાય છે તે જોવું જોઇએ
રતજ હું તેની પાછળ પાછળ ગયો, અમુક જગ્યાએ પહોંચ્યો

ત્યાં હાથ પગ કપાએલા એક માણસને ભોંય પડેલો જોયો. પેલો કાગડો પોતાના પંજાવડે રોટલીને તોડી તે માણસની છાતી ઉપર બેશી તેને ખવરાવવા લાગ્યો, થોડીક વાર ખવરાવ્યા પછી તે ઉડી ગયો અને મોંહમાં પાણી લાવી તેને પીવરાવવા લાગ્યો. પછી તે ઉડી ગયો, આ જોઇને હું ઘણોજ આશ્ચર્ય પામ્યો, અને મેં તે માણસને જઇને પુછ્યું કે એવી શું બીના છે કે તમને પક્ષી ખવરાવે છે? તેણે કહ્યું એક વખત અમારો કાફલો હજ કરવા જતો હતો એટલામાં એકાએક લુંટારાઓ ધશી આવ્યા અને અમારા આખા કાફલાને કતલ કરી અમારો સર્વે માલ અસબાબ લુટી ગયાં અને મને હાથ પગ કપાએલો હોવાથી મરણ પામેલો જાણી અહીંયાજ પડયો રહેવા દીધો ત્રણ દીવસ સુધી તો ભુખ અને તરશ વેઠી પડયો રહયો પણ પછી વધુ ભુખ અને તરશનું દુઃખ ન સહી શકવાથી ખુદાની દરગાહમાં દોઆ કીધી કે હે! પરવરદિગારા! અહીંયા ત્હારા વિના બીજો કોણ ખવરાવનાર પીવરાવનાર છે? જલ્દી મારી મદદ કર અને નહીં તો મને ત્હારી પાસે બોલાવી લે. મ્હારી દોઆ કબુલ થઇ અને ત્યારથી જેમ તમે જોયુ તેમ મને આ કાગડો ખવરાવી જાય છે.



## હીકાયત ૭૬ મી.



લખે છે કે એક શેખના હાથ પગ અટકી ગયાં અને તેઓ ઉભા ન થઇ શકે એવાં બની ગયાં, એક વખત બનવાકાળ તેઓની પાસે અથવા ઘરમાં કોઇ રહયું નહીં અને નમાઝ પઢવાનો વખત આવ્યો, તેથી ઝાર ઝાર રડવા લાગ્યા અને દોઆ કરવા લાગ્યા કે

પરવરદિગારા ! મ્હારી નમાઝ કઝા ન થાય ! નમાઝ કઝા થવા કરતાં મ્હારી પોતાની કઝા ( મૌત ) મને વધારે પસંદ છે. આથી ખુદાએ તઆલાએ તેમના પાડોશીના મનમાં દયા નાંખી. તે મનમાં કહેવા લાગ્યો કે મ્હારો પાડોશી હાથ પગે અટકી ગયો છે માટે જો તેને કાંઇ કામ હોય તો મ્હારે કરવું જોઇએ. તરતજ તે પોતાને ઘેરથી ત્યાં આવી કહેવા લાગ્યો કે હે ! શેખ ! કાંઇ જરૂરત છે? તેમણે કહયું હા ભાઇ વઝુ કરવા પાણી જોઇયે છીયે કયારનો કોઇની વાટ જોતો હતો સારૂ થયું કે તું આવ્યો. પેલો પાડોશી કુવા ઉપર પાણી ભરવા ગયો અને એક ડોલ ખેંચી તો તે રાતા જવાહેરાતથી ભરેલી નીકળી, તે તે શેખની પાસે લાવ્યો. શેખે કહયું કે અલ્લાહે તને ત્હારી મજુરી આપી કેમકે ત્હારૂં એહસાન મ્હારા ઉપર રહે નહીં. પછી તેણે કુવામાં ડોલ નાંખી તો પાણી નીકળ્યું, ખરે! નમાઝી અને નમાઝીને મદદ આપનારા અલ્લાહ પાસેથી અનુપમ બદલો પામે છે.

—*—

# * હીકાયત ૭૭ મી. *

—*—

એક માણસ હજ કરવા માટે રસ્તો કાપી રહયાં હતાં. ચાલતાં પગમાં એક હાડકુ વાગ્યુ. તે પગની આરપાર નીકળી ગયુ અને તેનુ તેમને એટલું બધું દુઃખ થયું કે તેઓ સાંજ પડી ગયાં અને તણ દીવસ સુધી ભુખ્યા અને તરસ્યા ત્યાંજ પડયાં રહયાં. કાફલો આગળ નીકળી ગયો. આખરે તેઓએ આજીઝ થઇ ખુદાની દરગાહમાં દોઆ કીધી હે ! સર્વ શક્તિમાન ! કાદિર સરવે વસ્તુની શકતિ

હુ હું આ વખતે હજની દૌલતથી નાઉમેદ અને નિરાશ નહીં, નહી, મને આશા છે કે તું જરૂર મ્હારી મદદ કર. તેઓ કહેછે કે આ પ્રમાણે દોઆ કરીને હું થોડુંક સુઇ ગયો ને ઊંઘમાં જોયું કે એક મોહટો અજગર આવ્યો છે અને ગળી ગયો છે અને મ્હારા શરીરના ટુકડે ટુકડા અને ચુરે ચુરા થઇ ગયાં છે અને પેલું હાડકુંએ નીકળી ગયું છે. પછી જ્યારે મારી આંખ ઉઘડી ત્યારે હું સહી સલામત હતો. અને પછી ત્યાંથી કાફલા ભેગો ભળી ગયો અને હજની દૌલત પામ્યો.



# ❋ હીકાયત ૭૮ મી. ❋

---*---

કોઇ ગામનો કોઇ ઝાલિમ સરદાર ચાલીસ પચાસ માણસો લઇને એક ગરીબ બહોળા કુટુંબવાળા માણસને ત્યાં જબરદસ્તીથી ઉતર્યો, ત્યારે આખું કુટુંબ મકાનની તંગીના કારણથી કંટાળી ગયું અને ઘણી તકલીફો વેઠવા લાગ્યું. આખરે લાચાર થઇને તે માણસે સરદારને કહ્યું કે મ્હારે ત્યાં કોઇ સરકારી અમલદાર ઉતારો ન ઉતરે એવો મ્હારી પાસે શાહી (સરકારી) હુકમ છે. સરદારે કહ્યું કે જાવ તે શાહી હુકમ બતલાવ; તે મુસલમાને કુરઆને શરીફ લાવીને કુરઆને નુરની "યાઅય્યોહલ્લઝીન આમનુ લાતદ્ખોલુ બોયુતન ગૈર બોયત કુમ" (હેએ લોકો કે જેઓ ઇમાન લાવ્યા છો તમારા ઘર વિના બીજાના ઘરમાં દાખલ થાઓ

નહીં ) આયત દેખાડી સરદારે કહ્યું એતો કુરઆને શરીફ છે અમે તો ત્હારા ઘરમાંથી નીકળીશું નહીં. જ્યારે તે બીચારો ઘણો લાચાર થયો ત્યારે તેણે બેરકઅત નમાઝ પડી ખુદાની દરગાહમાં દોઆ માંગી કે હે ! પરવરદિગારા ! ત્હારા હુકમને નહીં માનનારાઓને ત્હારી કુદરતનો તમાસો દેખાડ, તરતજ તે મકાન પડી ગયું અને પેલો ઝાલીમ સરદાર અને તેના સરવે સાથી કચડાઇ મુવા અને પેલો માણુસ અને તેના આખા કુટુંબને લગારે નુકસાન થયું નહીં. ખરેખર જેને ખુદા મારે તેને કોણ બચાવનાર છે ? અને જેને ખુદા બચાવે તેને કોણ મારનાર છે ?



# હીકાયત ૭૯ મી.

ઈબરાહીમ ખવાસ કહે છે કે એક વખત હું મુસાફરીમાં હતો એટલામાં રસ્તો ભુલી ગયો અને રાત પડી ગઇ. તેથી એક તરફથી કુતરાના ભસવાનો અવાજ આવ્યો તેથી તે તરફ વરતી હશે એમ જાણી તે તરફ ચાલ્યો. તરતજ એક જીન્ને મ્હારા મોઢા ઉપર એવા જોરથી તમાચો માર્યો કે હું બેહોશ થઇ જમીન ઉપર પડી ગયો. જ્યારે હોશ આવ્યો ત્યારે મેં કહ્યું કે હે ! પરવરદિગારા ! જ્યારે આવી રીતે ગરીબ મુસાફરો માર ખાશે અને તું તે મારનારાને શિક્ષા નહીં આપે તો બીજો કોણ તેઓનો વાલી છે ? હજુ હું પુરું રીતે દોઆ કરી ન રહયો હતો એટલામાં તો એક માણસ તે જીનનું માથું કાપીને મ્હારી પાસે લાવ્યો અને ગૈબથી એક અવાજ આવ્યો કે હે ! ઈબરાહીમ ! જ્યાં લગી ત્હારૂં ધ્યાન અમારી તરફ હતુ

ત્યાં લગી સહી સલામત રહયો. અમારૂં ધ્યાંન ભુલ્યો એટલે કુતરાંના અવાજ ઉપર ધ્યાન દીધું ત્યારે જીનનો માર ખાધો અને પછી જયારે અમારૂં ધ્યાન ધરયું ત્યારે અમે તહારી આગળ તે જીનનું માથું મોકલ્યું.

ખરેખર ! જે ખુદાનું ભાન ભુલે છે તે આફતમાં ફસાય છે અને જે ખુદા પ્રત્યેજ ધ્યાન અને ભાન રાખે છે તે સહી સલામત અને અમાનમાં રહે છે.



# ❀ હીકાયત ૮૦ મી. ❀

એક પરહેજગાર માણુસ કહે છે કે હું ચાલ્યો જતો હતો. એ ટલામાં તે રસ્તા ઉપરથી અમીરની અસ્વારી નીકળી, તેના નોકર ચાકરો હઠો હઠો એવી બુમો પાડતા હતા. હું અશકત હતો એટલે એકદમ બાજુએં જઇ શકયો નહીં તેથી તે અમીરના એક નોકરે મને કોરડો મારયો. તરતજ મ્હારા મોંહમાંથી એવી બદ દોઆ નીકળી કે યાઅલ્લાહતઆલા જે માણુસે મને કોરડો મારયો છે તેનો હાથ કપાઇ જાઓ ! બીજે દીવસે બનવાકાળ મેં તેજ માણુસને જોયો કે હાથ કપાએલો છે અને દરદના કારણથી રોતો રોતો ચાલ્યો જાય છે.

ખરેખર ! મઝલૂમની બદ દોઆ ઘણીજ જલદી અસર કરે છે.



# હીકાયત ૮૧ મી.

એક પરહેજગાર માણુસ હજામત કરાવવા બેઠો, તે હજામત કરાવતા કરાવતા અલ્લાહનો ઝીકર કરે જતો હતો. હજામે કહ્યું આપ

હમણાં ચુપ રહો અલ્લાહનો ઝીકર કરવો હોય તો પછી કરજો ને? નહીં તો પછી અસ્તરો વાગી જશે, તેઓએ કહ્યું એટલોએ વખત હું ઝીકરે અલ્લાહ વિના જવા દેવો પસંદ કરતો નથી અહીંયા પાછી આવતી એક પળની કોને ખબર છે ? હજામત બનાવી ગયા પછી તરતજ તેઓ નમાઝ પઢવા લાગ્યા અને સીજદામાં ગયાં કે તરત તેઓની રૂહકબજ થઇ ગઈ.



## ❋ હીકાયત ૮૨ મી. ❋



એક માણુસ શહીદ થયો હતો, તેનો દોસ્ત તેની કબર ઉપર ફાતેહો પડવા માટે ગયો. જંગલની હવા સારી લાગવાથી તે ત્યાં સુઇ ગયો. બનવા કાળ તેણે પોતાના દોસ્તને સખત અઝાબમાં ફસેલો જોયો. તેને પુછ્યું કે ત્હારી આવી હાલત કેમ છે ? તેણે કહ્યું ખુદા જાણે મરણ પામ્યોછું ત્યારથી આબાબતમાં ફસેલોછું તોપણ ખુદા એતઆલાની દરગાહથી છુટકારાની ઉમેદ રાખુંછું. તે કહેછે કે મ્હારા દોસ્તનો આવો હાલ જોઇને મને કયામતની ઘણીજ બ્હીક લાગી અને મારા મનમાં આવ્યું કે ખુદાની રાહમાં જાન આપનારાઓની જ્યારે ત્યાં આવી હાલત છે ત્યારે ત્યાં મારા જેવાંની શી ગત થશે ? હું ઘણોજ ઉદાસ રહેવા લાગ્યો બનવાકાળે ત્રીજે દીવસે તેને વળી સ્વપ્નાંમાં જોયો તો તેણે બેહિસ્તી પોશાક પહેર્યાં હતાં, તેના માથા ઉપર નુરનુતાજ હતું અને તે ઘણોજ ખુશીમાં હતો. મેં તેને આવી સારી સ્થીતિમાં જોઇ પુછ્યું કે આટલા વખતમાં આટલો બધો ફેરફાર કેવી રીતે થઇ ગયો ? તેણે કહ્યું અલ્લાહ તુકતે નવાઝ છે.

કોઈ પણ રીતે પોતાના બંદાઓને આફતથી બચાવવા ચાહે છે. ગઈ કાલે આ રસ્તા ઉપર થઇને એક કાફલો બસરે જતો હતો તે કાફલા માંનો કોઇ માણસ " **અલહમ્દ અને કુલહોવલ્લાહ** " પઢી ને તેનો સવાબ કબરસ્તાનવાળાઓને બક્ષ્યો હતો. દરેક મુરદાના ભાગમાં તેનો સવાબ આવ્યો અને મ્હારા ભાગમાં આવેલાં સવાબને બદલે ખુદાએતઆલાએ મને આ દરજ્જે એનાયત કીધો અને કબરના સરવે અઝાબોથી બચાવી લીધો. "**અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન**" ખરેખર મુરદાઓને સુરએ ફાતેહા અને સુરએ એખલાસનો સવાબ બક્ષવાથી મુરદાઓને ઘણીજ રાહત પહોંચે છે અને સાથે બક્ષનારને પણ સવાબ મળે છે અને તેથી કહેવામાં આવ્યું છે કે વધારે કંજુસ—બખીલ એ માણસ છે કે જે કબર પાસેથી નીકળે અને તેને દુરૂદ અને ફાતેહા વી૦ નો સવાબ ન બક્ષે, અને જે અલ્લાહનું નામ આવે ત્યારે જલ્લશાનહુ ન કહે, અને હ૦ મોહમ્મદ સ૦ નું મુબારક નામ આવે ત્યારે સલવાત ન પઢે."



# ❋ હીકાયત ૮૩ મી. ❋



હઝરતે અકીલ હઝરતેઅલી અલયહિસ્સલામના ભાઇ કહે છે કે એક વખત હું હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ ની સાથે મુસાફરીમાં હતો ત્યારે મેં ત્રણ વિચિત્ર મોઅજીઝા જોવાં—એક તો એકે હઝરતને જંગલમાં જંગલ જવાની જરૂરત પડી અને તે મૈદાન સફાચટ હતું કોઈ જગ્યાએ ઝાડનું નામ નીશાન હતું નહીં એટલામાં સામેના પર્વત ઉપર બે ઝાડ નજરે પડયાં હઝરતે મનેફરમાવ્યું

કે જા તે બન્ને ઝાડાને મ્હારી પાસે લઇ આવ; હું તેઓની પાસે ગયો અને કહયું કે તરતજ તેઓ હઝરતની ખીદમતમાં હાજર થયાં અને તેમની આડમાં હઝરતે પોતાની હાજત રફે કીધી.

—*—

## હીકાયત ૮૪ મી.

પછી આગળ ચાલ્યાં, થોડીવાર પછી એક જગ્યાએ પહોંચ્યા તો ત્યાં ઘણાં લોકો એકઠાં થએલાં હતાં, અને જોયું કે એક ઉંટ ઘણી મોહટી મોહટી બુમો પાડતું હતું અને તોફાન કરતું હતું. તે લોકો તે ઉંટને સખત માર મારતા હતા, હઝરતે રસુલેખુદા સ૦ ફરમાવ્યુ કે તમે આ બેઝબાન ( મુંગા ) હયવાનને શા માટે મારો છો? શુ તમને કયામતના અઝાબની બ્હીક નથી ? તેઓએ અરજ કીધી યા રસુલલ્લાહ ! આ ઉંટ દીવાનું થઇ ગયું છે કે દરેક માણસને કરડવા દોડે છે, લાત મારે છે, એવું ન થાય કે કોઇનો જીવલે એટલા માટે અમે મારીએ છીએ, આ સાંભળીને હઝરતે રસુલે ખુદા સ૦ તે ઉંટ તરફ જોઇ ફરમાવ્યું કે તું કેમ દીવાનું બન્યું છે ? તરતજ તે ઉંટને વાચા થઇ અને બોલ્યું કે યા રસુલલ્લાહ મ્હારીરૂહ આપ ઉપર ફિદા થાઓ ! કેટલાંક દીવસ થયાં આ લોકોએ ઇશાની નમાઝ પઢવી મુકી દીધી છે અને ખાઇ પીને એવા ગફલતની ઉંઘ ઉંઘે છે કે તેઓને કાંઇ ભાન રહેતું નથી. હું ખુદાના ખોફથી દરેક પળે ધરૂજ્યું છું અને વિચારૂછુ કે એવું ન બને કે આ લોકો કયામતના અઝાબમાં સપડાઇ જાય. તેથી હું તેમને સાવધાન કરવા અને ચેતાવવા કદી કરડુછું, કદી લાત મારૂછું, અને કદી બરાડા પાડુછું

પણ તેઓ કોઈ ભેદની વાતને ન સમજતાં મને ઉલટો દીવાનો બ-નાવે છે, યા રસુલલ્લાહ સ૦ આપ આ કોમને ખુદાના અઝાબથી ડરાવો અને તેઓને હવે પછી ખુદાની ઇબાદતથી ગાફીલ નહીં થવા-ની શીખામણ—ચેતવણી આપો જો તેઓ નમાઝ પઢીને સુઇ રહેશે તો હું કાંઈ નહીં બોલું, હઝરતે તે સરવે જણાઓને હીદાયત કીધી, તે લોકોએ પોતાના કસુરોની તૌબા કીધી અને ત્યાર પછી હમેશાં ઇશા.ની નમાઝ પઢવા લાગ્યાં.

—*—

## હીકાયત ૮૫ મી.

પછી ત્યાંથી આગળ ચાલ્યાં તો અમને ઘણી તરશ લાગી. તે જંગલમાં એક પહાડ હતો તે જોઇને હઝરતે ફરમાવ્યું કે જાઓ તે પહાડની પાસે જઇને કહો કે 'નબીએ આખેરઝુમાને' મને પાણી પીવા માટે મોકલ્યો છે. હઝરતની આ આજ્ઞા સાંભળી હું ગયો અને મેં તેમનો તે સંદેશો કહયો. તે પહાડને વાચા થઇ તેથી બોલ્યો કે હઝરતે રસુલેખુદાસ૦ ને મ્હારા સલામ બાદ કહેજો કે યા હઝરત જે દીવસથી આપ પહેલાં પારાની આ આયત "ફત્તકુન્નારલ્લતી વકુદો હુન્નાસો વલ હેજારહ "—(બચો તમે એ આગથી કે જેનું ઇંધણ-બળતણ માણસો અને પત્થર છે ) પઢયાં છો તે સાંભળીને તે દીવસથી હું ખુદાના ખૌફથી એટલુ રડયો છું કે અત્યારે મ્હારામાં એકે ટીપું પાણી રહયું નથી. અને રાત દીવસ ખુદા-ની દરગાહમાં એજ દોઆ કરૂછું કે યા ગફુરર રહીમ ! દોઝખની આગથી બચાવજે !

—*—

# ✽ હીકાયત ૮૬ મી. ✽



બની ઇસરાઇલમાંનો એક બાદશાહ ઘણો ઝાલિમ હતો. અને લોકો તેના ઝુલમથી આજીઝ આવી ગયાં હતાં. એક વખત તે પોતાનો મેહલ ચણાવતો હતો. અને બીચારાં મજુરોને વેઠમાં પકડતો હતો. જો કોઇ આનાકાની કરતો તેની પીઠમાં એવો તો સખત કોરડાઓનો માર મારતો કે અલઅમાન એક વખત એક બાઇ ગર્ભવંતી પુરે દહાડે વેઠમાં પકડાઇ તેણીએ ઘણી માફી માંગી કહ્યુંકે અલ્લાહના વાસ્તે મને જણી રહયા બાદ કામે લગાડજો. હમણાં મારાથી નહીં થાય. પરંતુ તે જાલિમ બાદશાહના જાલિમ કારભારીયોએ તેની વાતને લગારે ન સાંભળતાં કામે લગાડી. તે બીચારીથી કામ થાય નહીં અને એક વિચિત્ર આફ્ત સમાન તે મજુરી થઇ પડી તે દરમીયાનમાં તેના મોંહમાંથી અફસોસ અને બદ દોઆના ઉદગાર નીકળ્યાં. તરતજ ખુદાએતઆલાનો ક્રોધ જોશમાં આવ્યો અને તે બાદશાહ પોતાના દરબાર અને દરબારીઓ સહીત જમીનમાં ધશી પડયો.

ખરેખર ! મઝલુમોની આહથી બચતાં રહેવું જોઇએ.



# ✽ હીકાયત ૮૭ મી. ✽



લખે છે કે કોઇ બુઝુર્ગને કોઈ માણસે ખાવાનુ ઇઝન (નોતરૂં) દીધું અને તેઓને પોતાને ઘેર ખાવા માટે લઇ ગયો. પરંતુ ઘર પહોંચીને કહયું કે સાહેબ હમણાં જાઓ થોડીવાર પછી પધારજો !

હજુ ખાણું તૈયાર થયું નથી. તરતજ તે બુઝુર્ગ પાછા વળ્યાં, એટલા માં પેલો માણુસ દોડયો આવ્યો અને કહેવા લાગ્યો કે ચાલો ! ચાલો ! સાહેબ કયારતુંએ ખાણું તૈયાર છે, ટાઢું થઇ જાય છે. જયારે ઘેર પહોંચ્યા ત્યારે કહયું કે સાહેબ હમણાં જાઓ થોડીવાર પછી પધારજો હજુ ખાણું તૈયાર થયું નથી, આવી રીતે તે માણુસે સાત વખતે તેમને ઘેરથી પાછા કાઢયા અને રસ્તામાંથી પાછાં બોલાવ્યા પરંતુ પેલાં બુઝુર્ગના ચ્હેરા ઉપર લગારે ગુસ્સાના ચિન્હ જણાયાં નહી. તે જોઇને પેલા માણુસે હાથ ચુમી લઇ કહયું કે માફ કરજો સાહેબ ! હું આપના અખલાક ( વિવેક ) ની પરિક્ષા કરતો હતો. બેશક આપ હું ધારતો હતો તે કરતાં વિશેષ નીકળ્યાં, તે બુઝુર્ગે કહયું એમાં મેં શુ મોહટાં અખલાક અને સદ્‌ગુણ દેખાડયાં છે; કુતરામાં પણ એવી ટેવ હોય છે કે જયારે તમે તેને રોટલીનો કડકો દેખાડશો ત્યારે ચાલ્યો આવશે અને જયારે હાંકી મુકશો ત્યારે ચાલ્યો જશે અને વળી બોલાવશો તો વળી આવશે. હજાર વખત તેની સાથે એમ વર્તશો તોપણ તે થાકશે નહીં.

---*---

# * હીકાયત ૮૮ મી. *

લખે છે કે એક વખત કોઇ સવાલ કરનારાએ હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ આગળ સવાલ કરયો કે યા રસુલલ્લાહ સ૦ ! હું ઘણાં બચ્ચાં અને કુટુંબવાળોછું માટે કાંઇ આપોકે તેઓને ખવરાવું. હઝરતે તેને આપવા માટે ઘણી તલાશ કીધી પરંતુ તે વખતે કાંઇ હાજર હતું નહીં. હઝરતે ફરમાવ્યું આ વખતે કાંઇ હાજર નથી પછીથી આવજો, તેણે કહયું–યા હઝરત ! ઘરવાળા સરવે

વાટ જોતા હશે કે હઝરતની શેવામાં ગયા છે તો કાંઇને કાંઇ લઇને જ આવશે તો હું નિરાશ કેવી રીતે જઇ શકું ? આથી હઝરતે બીજીવાર ઘરમાં તપાસ કરી તો તે વખતે તેઓને એક ચાંદીનો કટકો જડી આવ્યો તે લઇને હઝરતે ફરમાવ્યું લે આ વખતે મ્હારી પાસે આ એજ હાજર છે. તે સાએલ તે લઇને ખુશ થતો થતો પોતાને ઘેર ચાલ્યો ગયો, અને પોતાના ઘરવાળાને સર્વે હકીકત કહી સંભળાવી. તેઓ સર્વે તે સાંભળીને રડવા લાગ્યા અને પોતાના નફસોને ઠપકો આપવા લાગ્યા કે અફસોસ ! દુન્યા ફાનીછે; જ્યારે દીન અને દુન્યાના બાદશાહની દુન્યામાં આવી સ્થીતિ છે ત્યારે આપણી તે શી વિસાદ ? દુન્યા અને દુન્યાના સરવે વ્યવહાર સ્વપ્ના સમાન અને ભ્રાન્તિ છે, તેઓએ તે ચાંદીના કટકાને તબરૂક સમાન ગણી વેચ્યો નહીં અને ભુખ્યા હતા તેથી **"અલા બેઝિ ક્રિલ્લાહે તતૅમઇન્નુલ કોલુબો"**—( ખબરદાર થાઓ કે અલ્લાહના ઝીકરથીજ મન શાંત થાય છે ) નીઆમત વડે પોતાનું પેટ ભર્યું એટલે તેઓ સરવે અલ્લાહના ઝીકરમાં મશગુલ થયાં જ્યારે તેઓને ઘણી ભુખ લાગી ત્યારે તેઓ સરવે એ તે ચાંદીના કટકાને તબરરૂક સમાન ગણી માથે ચઢાવ્યું આંખે લગાડયું અને પછી મોહમાં મુકયું તો તેમાંથી એવું તો મીઠું મધ અને મઝેદાર દુધ નીકળ્યું કે તે વડે તેઓ સરવે તૃપ્ત થઇ ગયાં. પછી તેઓએ તે ચાંદીના કટકાને લુગડામાં લપેટી બાજુએ મુકી દીધું અને તેઓ **અલ્લાહ**ના ઝીકરમાં મશગુલ રહ્યાં. બીજે દીવસે પ્રથમની જેમ પોતાની ભુખ મટાડવા માટે તેઓએ તે કટકાને લુગડામાંથી બહાર કાઢયો તો તે ચાંદી નહીં પણ અમુલ્ય ચકચકિત જવાહેર હતું.

—*—

# ✲ હીકાયત ૮૯ મી. ✲

—*—

એક માણુસ ઘણોજ ગરીબ પરંતુ પરહેજગાર શીકન્દર બાદશાહને ત્યાં નોકર હતો, તે પોતાની ગરીબાીથી ઘણો તંગ થયો હતો પરંતુ હમેશાં અલ્લાહનો શુકર બજાવી લાવતો અને પોતાની ગરીબીની લગારે ફરિયાદ કરતો નહીં. એક દીવસ તે એક ગધેડા ઉપર બાદશાહનુ સોનું ભરીને લઇ જતો હતો. સોનાનો ભાર ઘણો હોવાથી ગધેડો બરાબર ચાલી શકતો નહતો, તેથી આને ઘણી દયા આવી અને તેના ઉપરના સોનાની થેલાયો પોતાની પીઠ ઉપર મુકી બાદશાહના ખઝાના તરફ ચાલ્યો. જ્યારે તેણે એક મુંગા પ્રાણી ઉપર દયા ખાધી ત્યારે અલ્લાહે તેની તરફથી બાદશાહના મનમાં દયા નાંખી. બાદશાહે તેને આવો ભારે બોજ મુશ્કેલીથી ઉપાડીને આવતો જોઇ મનમાંને મનમાં તેની પ્રાણી ઉપરની દયાની પ્રશંશા કીધી અને જેવો તે માણુસ બાદશાહની પાંસે આવી તે સોનું તેના પગ આગળ નાંખવાની તૈયારીમાં હતો તેવાંજ બાદશાહે કહયું કે સોનાના બોજથી ગભરા નહીં જા તે સરવે સોનુ ત્હારે ઘેર લઈ જા કેમકે તે મેં તને આપી દીધું.



# ✲ હીકાયત ૯૦ મી. ✲

—*—

એક વખત એક ઘણાંજ ગરીબ અને મોહતાજ માણુસે હઝરતે મુસા અ૦ ને વિનંતી કીધી કે યા હઝરત મુસા અ૦ આપ

અલ્લાહ તઆલા પાસે દોઆ માંગો કે તે મને માલ દોલત આપી ગ-રીબી અને મોહતાજીની આફતમાંથી બચાવે અર્થાત હઝરતે મુસા અ૦ 'કોહેતુર' ઉપર જઇ ખુદાની દરગાહમાં દોઆ. કીધી. ખુદા જેને જે કાંઇ ગરીબી અથવા તવંગરી આપે છે તે પોતાની મસલેહતથીજ આપે છે. ખુદાએ હઝરત મુસા અ૦ની દોઆ કબુલ કીધી. કેટલાંક દીવસ પછી હઝરતે મુસાઅ૦ એક રસ્તે થઇને નીકળ્યાં તો જોયું કે કેટલાક માણુસો એકઠાં થયાં છે. હઝરતે મુસા અ૦ તપાસ કીધી તો જણાયું કે તેજ માણુસ શરાબ પીઇ મસ્ત થઇ પડયો છે અને તેણે એક માણુસનું ખુન કર્યું છે. હઝરતે મુસા અ૦ ખુદાની તારીફ કરતાં કરતાં ત્યાંથી રવાના થઇ ગયા. જાણવું જોઇએ કે ખુદાએતઆલા જે કાંઈ આપે છ તેમાંજ માણુસની ભલાઇ હોય છે પરંતુ મા-ણુસ પોતાની નાદાનીથી સમજતો નથી અને સબર તથા શુકર ક-રતો નથી.

---

## હીકાયત ૯૧ મી.



એક વ્હેપારી એક મેળામાંથી પોતાના ઘર તરફ જતો હતો, તે ઘોડા ઉપર અસ્વાર હતો અને તેની પાસે નાણાની એક કોથળી હતી. તે વખતે સખત જોરથી વરસાદ વરસવો શરૂ થયો અને તે તદન ભીંજાઈ ગયો અને સરદીથી થરથર ધરૂજવા લાગ્યો અને મન-માં બડબડવા લાગ્યો કે ખુદા કેવો છે કે હું મુસાફરી કરૂછું ત્યારે વરસાદ વરસાવે છે અને સરદી મોકલે છે હું ઘેર પહોંચી ગયા પછી તેણે વરસાદ વરસાવ્યો હોત તો તેનું શું બગડી જાત ? તે આ વિ-

ચારમાં હતો એટલામાં પાસેની ઝાડીમાંથી એક લુંટારો ધશી આવ્યો અને તેની તરફ બંદુક તાકીને ઘોડો પાડવા જતો પરંતુ ઘણી સરદી અને વરસાદના કારણથી તે બંદુકમાંનો દારૂ ઠરી ગયો હતો તેથી બંદુક ચાલી નહીં. તરતજ તે વ્હેપારી પોતાના ઘોડાને એડી મારી ત્યાંથી સટકી ગયો, જો તે વખતે સરદી અને વરસાદ ન હોત તો ખચિત તેના પ્રાણ જાત. તેણે મનમાં કહયું કે વરસાદ અને સરદી એ મ્હારી જાનનું અને મ્હારા પૈસા ટકાનું રક્ષણ કરયું. ખરેખર ખુદા જે કાંઈ કરે છે તે ઉત્તમજ છે. તેની મસલેહત અને હીકમત અઝીમ છે અકળિત છે. પરંતુ માણસ પોતાની અજ્ઞાનતાનો ભોગ થઇ પડી તે સામે અવાજ ઉઠાવે છે.



# ※ હીકાયત ૯૨ મી. ※



એક વખત ચીનના શેહનશાહને કહેવામાં આવ્યું આપના દેશના દુરના પ્રગણામાં આપના શતરૂઓએ બળવો કરયો છે અને ભારે તોફાન મચાવ્યું છે. શેહનશાહે કહયું તો ચાલો હું જોત જોતામાં તેમનો નાશ કરી નાંખીશ. પછી શેહનશાહ મોહટું લશ્કર લઇ બળવાખોરો તરફ ગયો. બળવાખોરોએ અને તેના શતરૂઓએ શેહનશાહને મોહટા લશકર સાથે ચઢી આવતો જોયો ત્યારે તેઓ તેને નહીં પહોંચી શકે એમ ધારી લઢાઇ કર્યા વિના શેહનશાહને શરણે થયાં. સર્વે શતરૂઓ સમજયાં કે હવે શેહનશાહ આપણું સત્યાનાશ કાઢી નાંખશે. પરંતુ શેહનશાહ પોતાના પકડાએલાં કૈદી શતરૂઓ અને બીજા બળવાખોરોની સાથે ઘણીજ મહેરબાનીથી વરત્યો. તે જોઇને તે શેહન-

શાહને તેના વઝીરે કહયું કે તમે નાશ કરવાનું જે વચન આપ્યું હતું તે આવી રીતે પાળોછો ? તમે તો તે સર્વેને તેમનો કસુર માફ કરી દીધો. શેહનશાહે કહ્યુ મેં ખરેખરં તેમનો નાશ કરવાનું વચન આપ્યું હતું જે મેં બરાબર પાળ્યું કેમકે જુઓ હવે તેઓ મ્હારા શતરૂ નથી પરંતુ મારા વખાણ કરનારાં છે. ખરેખર યાદ રાખજો કે બુરાઇના બદલામાં ભલાઇ કરવાથીજ શતરૂઓ નાશ પામેછે. કેમકે જ્યારે તેઓની સાથે ભલાઇ કરવામાં આવે છે ત્યારે તેઓ શતરૂ રહેતાં નથી પરંતુ મિત્ર બની જાય છે.

શાતરૂઓને વશ કરતાં શીખવાનો આ ઉમદા સબક છે.



# ❋ હીકાયત ૯૩ મી. ❋



એક તવંગર માણસની ત્રણ દીકરીઓ હતી, તેમાંની સહુથી નાની તે ઘણી ચંચળ ચાલાક અને શુશીલ હતી. તેનો બાપ એક વખત બાદશાહી બજારમાં પોતાના ઢોર વેચવા જવાનો હતો તેથી તેણે પોતાની ત્રણે દીકરીઓને બોલાવીને પુછ્યું કે હું તમારા દરેક માટે શુંશું વસ્તુઓ લાવું ? તેની બે મોહટી દીકરીયોએ સારાં સારાં ચપ્પુ મંગાવ્યાં, પરંતુ જ્યારે સર્વથી ન્હાનીને પુછવામાં આવ્યું ત્યારે તેણીએ કહયું કે જો તમે મ્હારી મરજી પુછતા હોતો એછે કે તમે સર્વે ઢોરં વેચી નાંખજો પરંતુ ભુરાં બળધને વેચતાં નહી. અને જો કોઇ ખરીદવા માટે આવે તો તેની કીંમત બાદશાહની ડાબી આંખ માંગજો, આ સાંભળીને તે અમીર હૈરત તો પામ્યો પરંતુ તે પોતાની દીકરીના ડહાપણને સારી પેઠે જાણતો હતો તેથી તેણીની

મરજી પ્રમાણે વર્તવાનું વચન આપ્યું. પછી તે બજારમાં ગયો અને બળદની કીંમત બાદશાહની ડાબી આંખ માંગવા લાગ્યો ત્યારે સીપાહીયો તેને ગાંડો સમજી બાદશાહની હજુર લઇ ગયાં બાદશાહે "ડાબી આંખ" કીંમતમાં માંગવાનું કારણ પુછ્યું, અમીરે કહ્યું તેનું કારણ હું જાણતો નથી પણ મ્હારી પુત્રીએ મને તેમ કરવાનું કહ્યું છે. જો હુકમ હોય તો તેણીને અહીં લાવું તેને કારણ પુછજો, બાદશાહે તેણીને હાજર કરવાનો હુકમ આપ્યો તે અમીર પોતાની પુત્રીને દરબારમાં લઇ આવ્યો. બાદશાહે તેણીને કારણ પુછ્યું. તેણીએ કહયું હું તે બહાનાથી તને એક સત્ય અને અમુલ્ય વાત કહેવા માટે ત્હારા દરબારમાં આવવા ચાહતી હતી. તેણીએ કહયું જ્યારે ત્હારાં દરબારમાં ઇન્સાફ માટે વાદી અને પ્રતિવાદી લઢતાં લઢતાં આવે છે ત્યારે અમીર ઉમરાવો અને પૈસાદાર લોકો ત્હારી જમણી બાજુએ બેસે છે અને બીચારાં ગરીબ અને નિર્ધન લોકો ત્હારી ડાબી બાજુએ બેસે છે. મેં સાંભળ્યું છે કે તું જમણી બાજુએ બેસનારાઓને માનની નજરથી જુવે છે અને તેઓનો પક્ષ કરે છે અને ડાબી બાજુએ બેસનારાઓ તરફ લગારે ધ્યાન દેતો નથી એટલે તેઓને ઇન્સાફ આપતો નથી, માટે ત્હારી ડાબી આંખ નકામી છે અને તેથી મેં તે આંખ માંગી હતી, આ સાંભળીને બાદશાહ ઘણો ક્રોધાયમાન થયો, પરંતુ તેણીએ જે કાંઈ કહ્યું છે તે દ્વેષ બુદ્ધિથી કહયું છે કે રાજ્યના ભલાર્થે કહયું છે તે જોવા માટે વધારે પ્રશ્નો કરવા લાગ્યો, તેણીએ તેના સર્વે પ્રશ્નોના નિડરપણે વિદ્વતા ભર્યા અને ડહાપણ ભર્યા ઉત્તર આપ્યા; બાદશાહ સરવે દરબારીઓ સમક્ષ ઝંખવાણો પડયો તેથી ઘણોજ ગુસ્સે થયો. જેમ જેમ તેણી તેના અન્યાયને સાબેત કરતી જતી હતી તેમ તેમ તેનો ગુસ્સો વધે જતો

હતો, અને તે તેને શિક્ષા દેવા તૈયાર થયો પરંતુ એકવાર પરિક્ષા કરવા માટે તેણીને કહયું કે 'મ્હારા આ ખઝાનાની કેટલી છે ?' જો આ પ્રશ્નનો ઉત્તર બરાબર નહીં આપે તો ગરદન મરાવીશ, તેણીએ કહયું મને ઉત્તર આપવામાં કશી વા પરંતુ ત્હારે ત્રણ દીવસ સુધી મ્હારા હુકમને તાબે રહેવું જોઇ દશાહે કબુલ કીધું, તેણીએ કહયું ત્યારે ત્હારે ત્રણ દીવસ સુધી ખાવું પીવું જોઇયે નહીં તેણે કબુલ કરયું અને ત્રણ દીવસ ભુખ્યો તરસ્યો રહયો. ચોથે દીવસે સવારમાં જ્યારે તે ભુખની મો પાડતો હતો ત્યારે એક ગોસ્તનો કટકો તેની પાસે લઇ ગઇ બોલી કે ત્હારાં આખાં ખઝાનાની કીંમત આ સુકાએલા ગોસ્તના કટકા જેટલીએ નથી. બાદશાહે તે વાત કબુલ કરી અને તે અનુપમ ડહાપણના બદલામાં તેણીના પોતાના શાહઝાદા સાથે નીકાહ પઢ.વી દીધાં.

# હીકાયત ૯૪ મી.

એક મોચી દરરોજ આનંદથી પોતાના દીવસો ગાળતો હ અને તેને જે કાંઇ મજુરી મળતી તે સંતોષથી વાપરી ખ નભાવતો હતો. તેને એક વ્હેપારીએ આવીને પુછયું કે તું દહાડે કેટલું કમાય છે. મોચીએ કહ્યું એતો મે હિસાબ રાખ્યો પરંતુ હા દરરોજ કમાઉ છું અલહમદો લિલ્લાહ મ્હારા સુખમાં જાય છે અને કોઈ વાતનું દુઃખ નથી. વ્હેપારીએ ત્હારી પાસે સંકટ સમયે કામ આવે એટલા માટે કાંઇ

રહે છેકે નહીં? તેણે કહ્યું સંકટ આવ્યું અને આવશે તો જે દરરોજ રોઝી આપે છે તે અલ્લાહ દૂર કરશે. વ્હેપારીએ કહ્યું તો ઠીક લે આ સો રૂપિયા લે તેને સંભાળી ને રાખજે, જ્યારે ઘણીજ જરૂર પડે ત્યારે કાઢજે, આથી મોચી ઘણો ખુશ થયો અને તે રૂપિયા લઇને પોતાના ઘરના ખુણામાં છાનોમાનો દાટી આવ્યો. પરંતુ તે દીવસથી તેના વાસ્તવિક સુખના દહાડા ગયા; દરેક વખતે તેના રૂપિઆ કોઈ ચોરી નજાય એવો ભય રહેવા લાગ્યો, તે રૂપિયા સહીસલામત છેકે નહીં તે તપાસવા માટે દરરોજ તેને કાઢતો અને પાછો દાટતો રાતરે સુતી વખતે પણ તે ચોરઇ નજાય ઓછાં ન થઇ જાય, કોઇ ભણી ન જાય એવો ભય રહેવા લાગ્યો, રાતરે ઘરમાં લગાર ખડખડાટ થતો કે તરત ચતકી ઉઠતો; હવે તેનો ભય એટલે સુધી પહોંચી ગયો કે રૂપીયાની ખાતર કોઇ તેને મારી નાખશે એવો વિચાર તેને રાતરે ઉંઘવા દેતો નહીં, આખરે તે લાચાર થઇને પેલા રૂપીયા લઇ તે વ્હેપારીની પાસે ગયો અને બોલ્યો કે "આ ત્હારા રૂપીયા પાછા લઈ મને મ્હારી આગલી શાંત ઉંઘ અને સુખી જીંદગી પાછી આપ, જ્યારથી ત્હારા રૂપીયા આવ્યા છે ત્યારથી મ્હારૂં મન ચિંતાતુર અને ભયભિત રહેવા લાગ્યું છે."

ખરેખર ઓછી જરૂરતો અને ઓછો કારભાર તેજ મહા મોટું સુખ છે અને જે કાંઇ મળે તેના ઉપર સંતોષ માનવો એ સર્વોપરી સુખ છે.



## હીકાયત ૯૫ મી.

એક વૃધ્ધ માણસે પોતાના પ્રમાણિકપણાથી ઘણી દોલત એકઠી

કીધી હતી તેનો મર્ણ સમય નજીક છે એમ જાણીને તેણે પોતાની સર્વે દૌલત ત્રણ છોકરાઓમાં સરખે ભાગે વ્હેંચી આપી અને તેમાં એક અમુલ્ય હીરો હતો તેમાં જે છોકરો ત્રણ મહીનામાં સહુથી ઉમદા નેક કામ કરે તેને આપવાનો વાયદો કર્યો, એક વખત સહુથી મોહટા છોકરાએ પોતાના બાપને કહ્યુ કે પિતાશ્રી ! એક મુસાફરે મને પોતાના નાણા અને દ્રવ્યની કોથળીઓ સોંપી એટલે મ્હારી પાસે અમાનત મુકી. તે માણસ તદ્દન પરદેશી અને અજાણ્યો હતો. તેણે મ્હારી પાસે પોતાની અમાનત માંગી ત્યારે મેં તેને તે પાછી આપી દીધી. જો હું તે ઉચાપત કરી ગયો હોત તો કોઇ રોકે તેવું હતુ નહીં પરંતુ મેં તેમ કર્યું નહીં. શું એ ઉમદા નેકી નથી? તેના બાપે કહ્યું તે ત્હારા ન્યાનું કૃત્ય હતું. ત્હારે એમ કરવુંજ જોઇએ. બીજા છોકરાએ કહ્યુ હું એક વખત એક તળાવાના કીનારા ઉપર ચાલતો હતો એવામાં તેમાં એક છોકરો પડી ગયો, તરતજ હું તળાવમાં કુદી પડયો અને તેને બહાર કાઢી લાવ્યો પિતાશ્રી શું એ ઉમદા નેકી નથી? તેના બાપે કહ્યુ એ ત્હારી દયાનું કૃત્ય હતું. માણસ જાતે માણસ જાત સાથે દયા અને રહેમથીજ વર્તવું જોઇએ, સહુથી ન્હાના છોકરાએ કહ્યું એક વખત મેં અંધારી રાતે મ્હારા એક કટ્ટા શત્રુને એક ઉંચી ટેકરી ની કીનારે એવી રીતે સુતેલો જોયોંકે જો તે પાસું ફેરવે તો નીચે પડી તેના ચુરે ચુરા થઇ જાય. મેં તેને સાવચેતીથી જગાડયો અને સહીસલામતી ભરી જગ્યાએ સુવાનું કહ્યું ! તેણે કહ્યું પ્રિય પુત્ર ત્હારૂં કૃત્ય એ ઉમદા નેકી છે લે આ જવાહેરનો હકદાર તુંજ છે.



# હીકાયત ૯૬ મી.

---*---

અરબસ્થાનના એક જંગલમાં એક દરવેશ રહેતો હતો, અને તે પોતાનો સઘળો વખત ખુદાની ઇબાદત અને રીયાઝતમાં ગાળતો હતો, અને જંગલમાંના જડમુળ તથા પાંદડાં ખાઇને પોતાનો નિભાવ કરતો હતો, તેની ચારે તરફ ઘણી સુપ્રસિધ્ધિ હતી ગરમીગોની મોસંમમાં તે મુસાફરોને પાણી પાતો, મરકીના વખતમાં તે પોતાનો એકાંત વાસ મુકી શહેરમાં જતો અને માંદા અને મરકો લાગેલાં માણસોની સરવાર કરતો અને લઢાઇના વખતમાં જખમી થએલાં લડવૈયાઓના જખ્મોનો ખુદાની ખુશી માટે મલમ પટ્ટો કરતો તેના નામથી તે જંગલના લુંટારા પણ ધ્રુજતા હતા.

તે વખતમાં અકબા નામનો એક બદૂ લુટારો હતો તેણે લુંટી લુંટીને ઘણી દોલત એકઠી કીધી હતી, તેણે ઘણાં માણસોને કૈદ પકડયાં હતાં, અને ઘણાઓને ગુલામ બનાવ્યાં હતાં, તેના કાને મઝકુર દરવેશનો અવાજ જવાથી તેને પણ એવાં સુપ્રસિધ્ધ થવાનો શોક થયો. અને તેવી પ્રખ્યાતી તે લુટવામાં પામ્યો હતો તેવી પ્રખ્યાતી ઇબાદત અને રીયાઝતમાં પામવાનું તેને મન થયું તેથી તે દરવેશની શેવામાં ગયો અને પોતાનો વિચાર જાહેર કર્યો, અને કહ્યું કે મ્હારી પાસે પાંચ હજાર શમશીર બાઝ લડવૈઆઓ મ્હારો હુકમ માનવા ઘણાં ગુલામો અને અગણિત દોલત હાજર છે, હવે તેમાં હું આખેરતનું અમર સુખ ઉમેરવા ચાહું છું તે કેવી રીતે મને મળે તે બતાવો. આ સાંભળીને તે દરવીશ તેને પાસેની ટેકરી પાસે લઇ

ગયો અને ત્યાં પડેલાં ત્રણ પત્થર પીઠ ઉપર ઉપાડી ટેકરી ઉપર ચઢવાનું કહયું. તરતજ અકબાએ તે પત્થર ઉપાડી ઉપર ચઢવાના પ્રયત્નો કર્યા પણ ત્રણ પત્થર લઇ ઉપર ચઢી શકયો નહીં, તેથી તેણે કહયું કે આ ત્રણ પત્થર ઉપાડી ટેકરાની ટોંચે પહોંચી શકીશ નહીં. દરવીશે કહયું એક પત્થર નાંખી દે; તેણે એમ કરયું તોપણ ચઢી શકયો નહીં. તેથી દરવીશે કહયું બીજો પણ નાંખી દે, જ્યારે એક પત્થર રહયો ત્યારે ઘણી મુશ્કેલીથી ઉપર ચઢવા લાગ્યો, દરવેશે તેને પણ નાંખી દઇ ઉપર ચઢવા કહયું, તો તેમ કરવાથી તે એકદમ ઘણી રહેલાઇથી ટેકરીની ટોચે ચઢી ગયો. હવે દરવીશે કહયું કે આ ખેરતની ટેકરી ચઢતાં તને ત્રણ પત્થર નડે છે. જો તું તે ત્રણે પ-ત્થર નાંખી દઇશ તો ઘણીજ રહેલાઇથી આ ખેરતની ટેકરી ચઢી શકીશ. અને તે ત્રણ પત્થર ત્હારા લડવૈયાઓ, ગુલામો, અને હરામની મેળવેલી દોલત છે ત્હારાં લડવૈયાઓને વિખેરી નાંખ, ગુલામોને આઝાદ કર, અને હરામથી મેળવેલી દૌલત તેમના માલિકોને આપી દે. અને પછી આખેરતની ટેકરી ચઢવાના પ્રયત્ન કર ઇનશાઅલ્લાહ ઘણી આસાનીથી ચઢી જઇશ.

---

## ❋ હીકાયત ૯૭ મી. ❋

લખે છે કે એક કુરેશી ઓરત ઘણી નેકબખ્ત પરહેઝગાર હતી અને ખુબસુરત હતી, એક વખત ઘરનો દરવાજો બંદ કરવા ગઇ ત્યાં અચાનક તેનું માથું ઉઘડી ગયુ એટલામાં કોઇ પરાયા મરદે

તેણીના વાળ જોઇ લીધા, તે વખતે એ બાઇ ઘણીજ ગમગીન અને બેચેન થઇ કે અફસોસ મારા વાળ પરાયા મરદે જોયા ! અને વીચાર કર્યો કે જે વાળ પરાયા મરદે જોયા તે મારા શા કામના ? પછી તરત પોતાના વાળ કાતરીને ફેંકી દીધા. પાડોસની ઓરતોએ તેણીનો આવો હાલ જોઇને ઘણો ઠપકો આપ્યો, અને કહ્યું અરે તેં તારા ચ્હેરાને શા માટે ખરાબ કરયો? તેણે જે બનાવ બન્યો તે કહયો. એ સાંભળીને સરવે ઓરતો હેરતમાં પડી ગઇ અને તેને શાબાશી આપી.

કેમ વાંચકો આ ઝમાનામાં પણ એવી ઓરતો હશે ?! અલબત કોઇ હશે, પણ પોતાના વાળ ઘરના દરવાજા બાહેર બેશી ઓળનારીઓનો તો પાર નહીં હોય હો !!!



# ❋ હીકાયત ૯૮ મી. ❋



એક અમીર એક દેશમાં મુસાફરી કરતો હતો. એક વખત તે એક રાત એક ખેડુતને ત્યાં રહયો. આ ખેડુતના સર્વે કુટુંબીયો ઘણાં પ્રમાણિક હતાં. તેમણે મેહમાનની સારી પેઠે શેવા ચાકરી કીધી. સવારના પહોરમાં અમીર તેઓની રજા લઇ ચાલતો થયો. ખેડુતનો છોકરો જંગલમાં શીકારે ગયો હતો તેણે પાછાં આવતાં રસ્તામાં કશાથી ભરેલી એક કોથળી પડેલી જોઈ; તે છોકરાએ તેને હાથ પણ ન અડાડતાં ઘેર આવી પોતાના બાપને સરવે હકીકત કહી સંભળાવી; તેના બાપે કહ્યું કે તેને હાથ ન લગાડતાં તે કોઇ ઉપાડી ન જાય એટલા માટે તે ઉપર થોડી ઘાંસ એકઠી કરી દે. છોકરાંએ તેમ કર્યું

કેટલાંક મહીના પછી પેલો અમીર પાછો આવ્યો; ખેડુને તેને ઓળખ્યો નહીં. રાતરે વાતો દરમીયાન અમીરે પોતાની સોના મોહરોથી ભરેલી ગુમ થએલી કોથળીની વાત કરી, તે ખેડુતે તે લક્ષ પુર્વક સાંભળીને કહયું કે તે કોથળી કયાં છે તે મ્હારો છોકરો બતાવશે. પછી તે અમીર તે છોકરાને લઇને તે કોથળીની આશા મુકી હતી તે પાછી લાવ્યો, અહા ! કેવી પ્રમાણિકતા !

# ✻ હીકાયત ૯૯ મી. ✻



એક ઇન્સાફી મુસલમાન કાઝીના હાથ નીચે શેહરમાં કોઈ ખોટાં કાટલાં અને તોલના ખોટાં માપ ચલાવે નહીં તેની તપાસ રાખવાની નોકરી કરતો હતો, તેનો બાપ ગાંધી હતો, તે પોતાના છોકરાંના ભરોસે રહી ખોટાં કાટલાં ચલાવતો લોકો તેને તેમ કરવાનું ઘણુંએ ના કહેતાં પણ તે માંનતો નહીં. એક વખત તેનો છોકરો ઘોડા ઉપર અસ્વાર થઇ તપાસ કરતો કરતો તેના બાપની દુકાન પાસે આવ્યો તેના બાપે ખોટાં કાટલાં સંતાડી દીધાં હતાં. પરંતુ તેના છોકરાને વ્હેમ આવ્યો તેથી તેણે પોતાના બાપની દુકાનની ઝડતી લેવાનો હુકમ આપ્યો. તેનો બાપ પોતાના છોકરાને તેની આવી ઇજ્જત લેતાં જોઈ સજ્જડ થઇ ગયો; તરતજ ખોટાં કાટલાં બહાર કાઢવામાં આવ્યાં હજુ તેના બાપને એમ આશા હતી કે મ્હારી ઈજ્જતનો ખ્યાલકરી મને કાજી સમક્ષ લઇ જશે નહીં. પરંતુ તરતજ તેનો છોકરો તેને પકડીને કાજી સમક્ષ લઇ ગયો. અને ખોટાં કાટલાં નીકળ્યાં એ સાબીત કરી આપ્યું. કાજીએ તેનો દંડ

કર્યો તેને કોરડા મારવાનો હુંકમ આપ્યો. જ્યારે તેનો બાપ પોતાના કર્યો કૃત્યની શીક્ષા ભોંગવી રહયો ત્યારે તરતજ પોતાના બાપના પગે પડી અને હાથ જોડી બોલ્યો કે પિતાશ્રી મેં ખુદા પ્રત્યે સુલ-તાન પ્રત્યેની મ્હારા દેશ પ્રત્યેની અરે મ્હારી પદવી પ્રત્યેની ફરજ પાળી છે તેથી તમે ગુસ્સે થશો નહીં; માટે તમે તમારા ખુદાની તાબે-દારી સ્વી કારશો. ન્યાય તે ખુદાની પૃથ્વી ઉપર સત્તા ન્યાયની નજરમાં પુત્ર અને પિતા, રંક અને રાય, રાજા અને પ્રજા સરખાં છે. સુલ-તાનને આબાબતની ખબર પડવાથી તે ઘણો ખુશ થયો અને તેને કાજીની પદવી એ ચઢાવ્યો અને પછી તે મુક્તી થયો.



# * હીકાયત ૧૦૦ મી. *



હ૦ ઇસા અ૦ એક કબર ઉપર જઇને દોઆ કરી તેથી હક-તઆલાએ તેને જીવતો કર્યો, હઝરતે પુછ્યું તું કોણ છે? અને તારો કેવો હાલ થયો?

તેણે અરજ કરી હું મજુર હતો, એક વખત કોઇના લાકડા ઊપાડી મજુરીથી નાખવા જતો હતો રસ્તામાં તેમાંથી એક તખલું તોડીને દાંત ખોતરીયા, તો મરવા પછી મને એજ પુછવામાં આવે છેકે તેની રજાવીના શામાટે તખલું તોડયું ?

કેમ વાંચકો પરાયા હકનું કેવું પુછાણું?



# ઇસ્લામી બીરાદરોને ખુશખબરી.

છપાઇ બહાર પડયું છે!!!     છપાઇ બહાર પડયું છે!!!

ઝટ મંગાવો!!!     ઝટ મંગાવો!!!

# હઝરત મોહંમ્મદ સ૦નું ટુંક જીવન વૃતાંત.

આજ સુધી ગુજરાતી ભાષામાં આવું એકે પુસ્તક બહાર પડયું નથી. હઝરત મોહંમ્મદ સ૦ ના મુબારક જન્મથી કે પશ્ચાત સુધીનો દરેક એહવાલ તેમજ હઝરત સાચા નબી હોવાના ૨૦ મોહટાં અંગ્રેજી ફીલસુફોના મત અંગ્રેજી પુસ્તકોમાંથી ચુંટીને લખવામાં આવેલાં છે. પુસ્તક સુંદર પાકા પુંઠાનું કદ ૩૨ પેજી ૨૪૦ પાનાનું કીંમત ૦—૧૨—૦ પોષ્ટેજ સાથે રાખવામાં આવેલ છે.

ઠેકાણું.
નિઝામુદ્દિન. એ. કુરેશી.
નં. ૧૩. બિલાસિસ રોડ—ભાયખલા
મુંબઇ.

લી.
**એલ—સી—મોઅમિન.**
તથા
**નિઝામુદ્દીન—એ—કુરેશી.**



**૫ રાહેનજાત** માસીક ચોપાન્યું ઉમદા ઉમદા દીન ઇસ્લામની બાબતો હીકાયતો હદીસો કીસ્સા વી૦ થી ભરપુર ૩૨ પેજમાં નીકળે છે જેનું ૧૪ મું વરસ ચાલે છે વરસ ૧ ના અગાઉથી રૂ ૨)

**૬ નુરેઇમાન** એ માસીક ચોપાન્યું ઇમામે હુસયન અ૦ ની બતની રીવાયતો મરસીયા તથા સલામ વી૦ તથા મોઅજીઝા વી૦ ૩૨ પેજમાં ૧૨ મું વરસ ચાલે છે, વરસે રૂ ૧)

૧)≈ **રાહેનજાત** ન લીએ તેનો રૂ૦ા વધારે.

**૭ મેઅરાજુસ્સઆદાહ** જેમાં રૂહની બીમારીયો તે થવાનાં કારણ, તેમ તેને દફે કરવાના ઇલાજ અકલી દલીલો હદીસો વી૦ થી એવા અસરકારક લખ્યા છે કે તે પ્રમાણે અમલ કરે તો ફીરીશ્તા ખસ-લત થઇ જાય. ભાગ ૧ લો પોસ્ટેજ સાથે રૂ૧ા= આફ્રીકા ૧ાા

**૮** રાહેનજાત ૪થી રૂ૧) **૯** રાહેનજાત ૫મી રૂ૧) **૧૦** રાહેનજાત ૯મી રૂ૧)

**૧૧** રાહેનજાત ૧૨ મી કીતાબ રૂ૨)

**૧૨ અહવાલુન્નીસા** ખાસ ઓરતોના અહવાલમાં કીસ્સા હીકા-યતો સારી નરસી ઓરતોના અહવાલ, ઓરત મરદના અરસપરસ હક, બચ્ચું હમલમાં રહે ત્યાંથી તે મોટી ઉમરનું થાય ત્યાં સુધીની તરબીયત પરવરીશનું બયાન. મસાએલ વી૦ ની પોસ્ટેજ સુધાં રૂ ૧ા≈ આફ્રીકા વી૦નો રૂ ૧ાા

**૧૩ દુર્રેબેબહા** પંજેતને પાક નવ ઇમામ મળી ૧૪ માઅસુમ અ૦ ના મોઅજીઝા ફ્ઝાએલ વીલાદત શહાદત વી૦ ના અહવાલની પોસ્ટેજ સુધાં રૂ ૧ા≈ આફ્રીકા વી૦ રૂ ૧ાા

**૧૪ મખઝનુલ મસાએલ** જેમાં ખુદાની વહદાનીયત સાબેતી અદાલત, ઇમામત, નબુવ્વત, ઇલમ વઝુ, ગુસલ નમાઝ, રોઝાહજ ઝકાત, ખુમસ, તથા મઇયતને લગતી કફન, દફન, ગુસલ જનાઝા વી૦ વી૦ ની બાબતો ઉંચા કાગળ વાળીનો રૂ ૧) હલકા કાગળ વાળીનો રૂ૦ાાા પોસ્ટેજ ૦)≈ આફ્રીકાના રૂ૦ા

૩૪ ચઉદહમાઅસુમ અ૦ના નામનું ૐ
૩૫ હ૦ અલી અ૦ નું બાજુબંધ ૦)॥ અને૦,
૩૬ ખયબરની લડાઇ ૦)– પોસ્ટેજ ગમે તેટલી લાગે.
૩૭ ઇસ્લામી તારીખનું તારીખો સાથે ખુદાના ઇસમ પણ
સાથ રાખે ત્યાંથી શેતાન ભાગે અને બરકત થાય કીંમત રૂ૦'
૩૮ મરકી દુર થવાની મુનાજાત કીંમત એક પૈસો
૩૯ શાદીનામા (લગન) મોટા હરફમાં લાલ રૂશનાઇ
ઉંચા ફારમ. ૦)= પો. ૦)॥
૪૦ જંગે બીરૂલ અલમ ૦)ɲ॥ આફ્રીકાના ૦) ɲ
૪૧ તાલીમુન્નીસા ભાગ ૧–૨ જો કીં. રૂ૦ા૦॥ આફ્રીકા ૦–
૪૨ તાલીમુન્નીસા ભાગ ૩–૪ થો ૦ા૦॥ આફ્રીકા ૦ાં–
૪૩ બે મરસીયાની બયાઝ ૦)– પો. ૦)॥
૪૪ નુરેહીદાયત કલમો કલમાના માઇના નમાઝ વઝુ ગુસલ વી૦ની
મફત પો. ૦)॥
૪૫ ઉસ્તાદ શાગીર્દ મફત પોસ્ટેજ ૦)॥
૪૬ સો હીકાયત રસીક અને નસીહત ભરેલી કી૦)ɲ॥ આફ્રીકા રૂ૦।

☞ નીચેની કીતાબો ઇ૦ થોડી મુદતમાં બાહેર પડશે.

૪૭ હદીકએ શીઆહ એમાં શીઆહ મઝહબ હ૦ આદમથી૦
થાજ છે તેની સાબેતી, અને અહલેબૈતના બહુજ ઊમદા ફઝાએલ,
અને બની ઊમય્યહ તથા બની અબ્બાસીયોમાંના ખલીફાઓ વી૦ નો
ટુંક અહવાલ. કીંમત પોસ્ટેજ સુધાં રૂ૧ા આફ્રીકાનો રૂ૧ા=

૪૮ તોહફતુ ઝુંઆરીન ઇમામે હુસેન અ૦ ની ઝીયારતની ફઝી
લતની ઊમદા ઊમદા હદીસો કરબલાના રસ્તાનું મુસાફરીના સામાન
તૈયાર, કરનટીન, ચલણ વી૦ નું બયાન, મક્કા, મદીના, નજફ કરબલા
કાઝમૈન, સામરા, ખુરાસાન વી૦માંના રોઝા મુબારકના નકશા, ઝીયાત
વી૦ વી૦ કીંમત ૦॥ આફ્રીકાના રૂ૦॥=

હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ.

અમદાવાદ—પાંચપત્તી.